श्रीआचार्य कुंथुसागर ग्रंथमाला पुष्प नं० १



श्रीमत्परमपूज्य विद्वच्छिरोमणि प्रातःस्मरणीय दिगंबर जैनाचार्य श्रीकुन्थुसागरजी महाराज विरचित

# सुधर्मोपदेशामृतसारः





मुद्रक— वर्धमान पार्श्वनाथ शास्त्री
कल्याण पॉवर प्रिंटिंग प्रेस, सोलापुर.

मूल्य—धर्मामृतपान
१९४४

प्रकाशक—
ध. गुरुभक्त सेठ छगनलाल माणकचंदजी सजोत.

# આદ્ય નિવેદન.

પરમપૂજ્ય આચાર્ય શ્રીકુંથુસાગરજી મહારાજે સુધર્મોપદેશામૃતસાર નામનું આ પુસ્તક સંસ્કૃતમાં રચ્યું છે. તેની હિંદી ટીકા પં. લાલારામજીએ કરી છે. તે હિંદી અર્થ સહિત આ પુસ્તકની આવૃત્તિ પ્રગટ થઈ ચુકી છે. પણ તે પુસ્તક ગુજરાતી અર્થસહીત પ્રગટ થવાની જરૂરીઆત ઘણા સમયથી જણાતી હતી.

હું શાસ્ત્ર અને વ્યાકરણ જાણતો નથી છતાંપણ હિંદી અર્થ ઉપરથી મેં મારી અલ્પ-બુદ્ધિ અનુસાર આ ગુજરાતી અનુવાદ કર્યો છે. તેમાં જે જે ત્રુટીઓ રહી ગઈ હોય તે વિદ્દદ્‌ગણ સુધારી લેશે અને મને ક્ષમા આપશે એવી મારી આશા છે.

વિશેષમાં આ ગ્રંથના ભાષાંતર પૂર્ણ ત્વરાએ કરી આપવામાં સહાયભૂત થનાર મારા મિત્ર પ્રાનપુરનિવાસી શાહ રમણિકલાલ માણેકચંદનો પણ હું આભાર માનું છું. અને મારી પ્રવૃત્તિ આ તરફ ઝુકાવનાર પરમપૂજ્ય આચાર્યશ્રીનો પણ હરહમેશ માટે ઋણી છું.

શ્રીમાન શેઠ શ્રી શા. છગનલાલ સાકળચંદ સલાલ નિવાસીએ આ ગ્રંથ છપાવી પ્રસિદ્ધ કરી જિનવાણીની જે અપૂર્વ સેવા કરી છે તે માટે ખરેખર તેઓ શ્રીને ધન્યવાદ ઘટે છે. આવાં અનેક કાર્યો શ્રીમાને કરેલાં છે. અંતમાં હું વીરપ્રભુ પ્રત્યે પ્રાર્થના કરું છું કે શ્રીમાનને આવી બુદ્ધિ હરહમેશને માટે આપે અને તેમને દીર્ઘાયુષ્ય બક્ષે

ભાષાંતર કર્તા- **કાંતિલાલ નેમચંદ શાહ.**

---

# શ્રીઆચાર્ય કુંથુસાગરસ્તુતિ.

રચયિતાઃ —**કાંતિલાલ નેમચંદ શાહ દેલવાડવાલા.**

નમુ આચાર્યવર્ય કુંથુસાગર, ધન્ય ધન્ય મુનિરાજ,
આપ થકી પામ્યા સહુ જીવો ધર્મામૃત મહારાજ ૧
જૈનધર્મ પ્રદીપવત્ પ્રસરે, એજ આપનો ઉદ્દેશ
અંધકારમય ગુર્જર પ્રાંતને, દીધો ધર્મ ઉપદેશ ૨
ચાતુર્માસનો લાભ અનેરો, ગુરુજી આપ દેનાર
આપ પ્રભાવે તારંગાનો, થયો છે પુનરૂદ્ધાર ૩
ચિરકાળથી માનસ્તંભની, ખોટ અપૂર્વ જણાય
તારંગા માંહે સ્થાપિત થએલો, જોઈ મનડું હરખાય ૪
આપ ઉપદેશની શૈલી સાદી, કર્ણપ્રીય મહારાજ
શૈલી થકી ધરે સહુ જીવો, અંતરમાં ઉલ્લાસ ૫
જૈનધર્મની જ્યોતજ પ્રગટે, મુખ થકી મહારાજ
"ધન્ય ધન્ય" ઉચરે જગજીવો, સૌ હિંદુ મુસલમાન ૬

સુદાસણા માણેકપુર આદિ, નરેશ ઝુકાવે શીશ
આપ જયંતિ દિન મનાવે, અહિંસામાં માને ઇશ ૭
જેમ તારંગાનો ઉદ્ધાર થયો, આપ થકી મહારાજ
પાવાગઢનો પણ ઉદ્ધાર થયો, આપ થકી મહારાજ ૮
શ્રાવક-શ્રાવિકાઓ લાભ ઉઠાવે, વ્રતોપદેશનો આજ
હું કમભાગી સુશ્રુષાસમ, લાભ ઉઠાવું ન આજ ૯
હજુ ગુજરાત તૃષાતુર આજે, આપ અમૃત રસકાજ
ગમનથકી અંધકારમય બનશે, એમ માનું મુનિરાજ ૧૦
'અધુરો ઘડો છલકાય ઘણો, તેમ થાશે નરેશો માંય,
તે લોકોને તેમ અન્ય ધર્મીને ફરી આપો સહવાસ ૧૧
આપ સહવાસથી યથાર્થરીતે લોકો જાણે જૈનધર્મ
જૈનધર્મ પ્રદીપવત્ પ્રસરે, સફળ થાય મુરાદ ૧૨
ધન્ય **એનાપુર** નગરી ગામે, વસ્યા પિતા ગુરૂ આપ
ધન્ય માતાશ્રી **સરસ્વતીને** જે કૂખે જનમ્યા આપ ૧૩
ધન્ય આચાર્યશ્રી **શાંતિસાગર**. '**કુંથુ**' નામ બક્ષનાર
દીક્ષા આપી સફળ બનાવી, કાયા તમ ગુરૂ આજ ૧૪
આજ દરમ્યાન ગુરૂએ આપે, રચ્યા મહત્વપૂર્ણ ગ્રંથ
ગિર્વાણગીરા માંહે આપે, રચ્યા **બોધામૃત** ગ્રંથ ૧૫
હજુએ ગુરૂએ ગ્રંથ રચવાનુ, કાર્ય કરે જાઓ આપ
જિનવાણીની અપૂર્વ સેવા, કરો છો ગુરૂ આપ ૧૬
ધન્ય ઘડી ધન્ય ભાગ્ય હમારાં, લેખ્યા મહા મુનિરાજ
સેવા કીધી અમથકી બનતી, આત્મકલ્યાણ માટ ૧૭
ઉપદેશ સભામાં વિચરનારને, થાય એ થા કાળનો ભાસ
આવા ઉપદેશની જરૂરજ આજે, જણાય છે મુનિરાજ ૧૮
**દેલવાડ** ગામે આપ પધાર્યા, વેદી પ્રતિષ્ઠા કાજ
જિનમંદીરતણો ઉદ્ધાર થયો, આપ થકી ગુરૂરાજ ૧૯
પુનઃ પુનઃ દેશ ગુર્જર માંહે, વિહાર કરશો નાથ
આપ ચરણ કમળમાં કાવ્ય અર્પી, રહું સેવાર્થે તૈયાર ૨૦
'નેમચંદ' કેરો સૂત કાન્તિલાલ, દેલવાડે રહેનાર
ધન્ય કુંથુસાગર એમ પોકારી, લળી લળી લાગુ પાય ૨૧

---

વિદ્વદ્વર્ય આચાર્ય શ્રી ૧૦૮ કુંથુસાગરજી મહારાજ વિરચિત

# સુધર્મોપદેશામૃતસાર

મંગલાચરણ

**जितेन्द्रियान् जिनान् नत्वा सिद्धान् स्वर्मोक्षदायकान् ॥**
**आचार्यपाठकान् साधून् स्वानन्दस्वादकान् सदा ॥ १ ॥**

**અર્થ**:—હુ (ગ્રંથકર્તા) સર્વ ઇન્દ્રીયોને જીતવાને લીધે સર્વ પદાર્થને જાણવાવાળા અરહંત દેવને પહેલ પહેલા નમસ્કાર કરૂં છું. પછી સ્વર્ગમોક્ષ આપવાવાળા સિદ્ધ પરમેષ્ઠીને નમસ્કાર કરું છું અને હંમેશ પોતાના આત્મિક આનંદમાં રસ લેવાવાળા આચાર્ય ઉપાધ્યાય અને સાધુઓને નમસ્કાર કરૂં છુ.

**ભાવાર્થ**:—આ પાંચ પરમેષ્ઠીજ સંસારમાં મંગલરૂપ છે. સર્વોત્તમ છે અને સમસ્ત જીવોના શરણરૂપ છે. તેથી ગ્રંથ શરૂ કરતાં સૌથી પહેલાં તેમનેજ નમસ્કાર કરૂં છું. ॥ ૧ ॥

**भक्त्या समन्तभद्रादीन् स्याद्वादरसिकांस्तथा ॥**
**नत्वा शान्तिसुधर्मौ च दीक्षाशिक्षाप्रदौ वरौ ॥ २ ॥**

**અર્થ**—પછી હું સ્યાદ્વાદસિદ્ધાંતના અત્યંત રસિક એવા સમંતભદ્ર વગેરે સર્વ આચાર્યોને ભક્તિપૂર્વક નમસ્કાર કરૂ છું અને પછી હું મારા દીક્ષાગુરુ શ્રેષ્ઠ આચાર્ય શ્રીશાંતિસાગરજીને નમસ્કાર કરૂં છું તથા વિદ્યાગુરુ શ્રેષ્ઠ આચાર્ય શ્રીસુધર્મસાગરજીને નમસ્કાર કરૂં છું.

**सुधर्मोपदेशामृतसारांयं विश्वशांतये ॥**

**लिख्यते स्वात्मनिष्ठेन सूरिणा कुंथुसिंधुना ॥ ३ ॥**

**અર્થ**—પોતાના આત્મામાં હંમેશાં લીન રહેવાવાળો હું કુંથુસાગર આ સર્વ સંસારી જીવોને શાંતિ પ્રાપ્ત કરાવવા માટે આ સુધર્મોપદેશામૃતસાર નામનો ગ્રંથ લખું છું. આ ગ્રંથમાં જે કંઇ વર્ણન કરવામાં આવેલું છે, તે આચાર્યશ્રી સુધર્મસાગર સ્વામીના ઉપદેશરૂપી અમૃતનો સારજ સમજવો જોઇએ. તેથીજ આ ગ્રંથનું નામ શ્રીસુધર્મોપદેશામૃતસાર રાખવામાં આવેલું છે.

प्रश्न—**भावशुद्धेर्विना स्याद्गो ! वैराग्यं सफलं न वा ? ।**

**અર્થ**—હે ગુરો ! આ સંસારમાં પરિણામોની શુદ્ધિ વિના મોક્ષરૂપી ફળ આપવાવાળો વૈરાગ્ય પ્રાપ્ત થઇ શકે છે કે નહિં ?

उत्तर—**वैराग्यस्य समुत्पत्तिर्वृद्धिश्च सफला कदा ।**

**भावशुद्धेर्विना न स्याद्भावशुद्धिस्ततः परा ॥ ४ ॥**

**અર્થ**—આ સંસારમાં પરિણામોની શુદ્ધિ વિના મોક્ષરૂપી ફળ આપવાવાળી વૈરાગ્યની ઉત્પત્તિ અને વૈરાગ્યની વૃદ્ધિ કદી થઇ શકતી નથી. તેથી કહેવું જોઇએ કે વૈરાગ્ય ઉત્પન્ન થવામાં પરિણામોની શુદ્ધિ એજ મુખ્ય કારણ છે.

હવે ભાવશુદ્ધિ કેવીરીતે થાય છે તે કહેવામાં આવે છેઃ—

प्रश्न—**भावशुद्धिः कथं स्याद्गो ! जीवस्य सहजात्मिका ? ।**

**અર્થ**—હે ભગવાન્ ! આ સંસારી જીવોના સ્વભાવથીજ થવાવાળી પરિણામોની વિશુદ્ધિ કેવીરીતે પ્રાપ્ત થઇ શકે છે?

उत्तर   भावशुद्धिः प्रजायेत लेश्याशुद्धेः स्वभावजा ।
तस्माल्लेश्याविशुद्धिश्च धारणीया सदा बुधैः ॥ ५ ॥

**અર્થ**—આ સંસારમાં લેશ્યાઓની વિશુદ્ધિ થવાથી પરિણામોની વિશુદ્ધિ આપોઆપજ થઈ જાય છે. તેથી બુદ્ધિમાનોએ લેશ્યાઓની વિશુદ્ધિ હંમેશાં બનાવેલી રાખવી જોઈએ.

**ભાવાર્થ**—કષાયોથી મિશ્રિત આત્માના પરિણામોને લેશ્યા કહે છે. જે આત્માના પરિણામોમાં કષાયોની તીવ્રતા રહે છે તે પરિણામોને અશુભ લેશ્યાઓ કહે છે. તથા જે પરિણામોમાં કષાયોની મંદતા રહે છે તેને શુભ લેશ્યાઓ કહે છે. આથી આટલા વસ્તુ તો સિદ્ધ થાય છે કે કષાયોની તીવ્રતા ન રાખવી અથવા કષાયોની અત્યંત મંદતા રાખવી તે લેશ્યાઓની વિશુદ્ધિનું કારણ છે. કષાયોને તીવ્ર અથવા મંદ રાખવા તે પ્રત્યેક મનુષ્યના હાથમાંજ છે. પ્રત્યેક મનુષ્ય કષાયોને મંદ કરી શકે છે. એટલા માટે થોડાક શ્રેષ્ઠ વિચારોની આવશ્યકતા છે. બુદ્ધિમાન્ પુરુષ પોતાની શ્રેષ્ઠ બુદ્ધિથી જો કામ કરે તો જરૂર તે પોતાના કષાયોને મંદ કરી શકે છે. અને લેશ્યાઓને વિશુદ્ધ કરી શકે છે. તેથી આચાર્ય મહારાજે બુદ્ધિમાનોને લેશ્યાઓની વિશુદ્ધતા ધારણ કરવાનો ઉપદેશ આપ્યો છે.

## હવે લેશ્યાઓનું સ્વરૂપ કહેવાય છે.

પ્રશ્ન—**लेश्याः कीदृशाः सन्ति कति वा भो गुरो वद !**

હે ગુરો ! લેશ્યાઓ કેટલી છે અને કેવી છે. કૃપા કરીને નામ સહિત તેમનું સ્વરૂપ સમજાવો.

उत्तर—रागद्वेषस्पृहामूलारौद्रार्त्तध्यानवर्द्धिनी ।
निर्दयाक्रोधकर्त्री स्यात्कृष्णलेश्या भयंकरा ॥ ६ ॥

**અર્થ**—જે લેશ્યા રાગદ્વેષ અને તીવ્ર લાલસાના મૂળ કારણભૂત છે અને આર્તધ્યાન વ રૌદ્રધ્યાનને વધારવાવાળી છે તથા દયાભાવથી સર્વથા રહિત તીવ્ર ક્રોધ ઉત્પન્ન કરવાવાળી અને અત્યંત ભયંકર છે તેને **કૃષ્ણ લેશ્યા** કહે છે.

**ભાવાર્થ**-કૃષ્ણ શબ્દનો અર્થ કાળો છે. જેવીરીતે કાળો રંગ સહેલાઈથી છુટી શકતો નથી તેવીરીતે કૃષ્ણ લેશ્યાનું છુટવું પણ અત્યંત કઠિણ છે ( મુશ્કેલ છે ) જેવીરીતે કાળા રંગથી પદાર્થનો રંગ પણ કાળો થઇ જાય છે તેવીરીતે કૃષ્ણ લેશ્યાથી આત્મા પણ કાળો અર્થાત્ તીવ્ર પાપી થઇ જાય છે. આ કૃષ્ણ લેશ્યા આર્તધ્યાન અને રૌદ્રધ્યાનને વધારવાવાળી છે. ચાહેલ વસ્તુના વિયોગથી અને નહિં ચાહેલ વસ્તુના સંયોગથી ઉત્પન્ન થવાવાળા દુઃખોનું ચિંતવન કરવું તેને આર્તધ્યાન કહે છે. આ આર્તધ્યાન તિર્યંચગતિનું કારણ છે. આવીરીતે તીવ્ર હિંસા અથવા તીવ્ર હિંસાના સાધનોથી અત્યંત પ્રસન્ન થવું તેને રૌદ્રધ્યાન કહે છે. આ રૌદ્રધ્યાન નરકનું કારણ છે. આ બંને ધ્યાનોનું મૂળ કારણ રાગદ્વેષની તીવ્રતા અથવા ભોગોની તીવ્ર લાલસા છે. જ્યાં રાગદ્વેષની અત્યંત તીવ્રતા હોય છે ત્યાં દયાનું પાલન કદી પણ થઈ શકતુ નથી. તેથી આ કૃષ્ણ લેશ્યાને હંમેશા દયારહિત કહેવામાં આવે છે. તથા જે દયારહિત હોય છે તે અવશ્ય ક્રોધીજ હોય છે. ક્રોધની તીવ્રતાથીજ દયાનો સર્વથા અભાવ હોય છે. તેથી આ લેશ્યાને તીવ્ર ક્રોધ ઉત્પન્ન કરવાવાળી કહેવામાં આવી છે. જે લેશ્યા તીવ્ર ક્રોધથી ભરપુર છે, દયાભાવથી સર્વથા રહિત છે, અને નરકનિગોદમાં લઇ જવાવાળા આર્તધ્યાન અને રૌદ્રધ્યાનને વધારવાવાળી છે તેવી આ કૃષ્ણ લેશ્યા આપોઆપજ ભયંકર સિદ્ધ થઇ જાય છે. બુદ્ધિમાનોએ એવી કૃષ્ણ લેશ્યાનો સર્વથા ત્યાગ કરી દેવો જોઈએ. તેથી આચાર્યોએ તેનું સ્વરૂપ બતાવ્યું છે.

**आलसस्य कुबुद्धेश्च वर्द्धिनी भववारिधेः ।**
**भीरुत्वहास्यरत्यादेर्नीललेश्यास्ति दुःखदा ॥ ७ ॥**

**અર્થ**—જે લેશ્યા આળસને વધારવાવાળી છે, કુબુદ્ધિને [ ખરાબ બુદ્ધિ ] વધારવાવાળી છે, સંસારરૂપી સમુદ્રને વધારવાવાળી છે, જે ભીરુત્વ [ કાયરપણું ] હાસ્ય, રતિ, અરતિ વગેરેને વધારવાવાળી છે, અને અત્યંત દુઃખ આપવાવાળી છે, તેને **નીલ લેશ્યા** કહે છે.

**ભાવાર્થ**—નીલ શબ્દનો અર્થ લીલો રંગ થાય છે, જેવીરીતે લીલા રંગ કાળા રંગથી કંઈક હલકો હોય છે, તેવીરીતે નીલ લેશ્યા કૃષ્ણ લેશ્યાથી હલકી હોય છે. કૃષ્ણ લેશ્યાથી હલકી હોવા છતાં પણ લીલા રંગની માફક ઘણી મુશ્કેલીથી છૂટે છે.

આ નીલ લેશ્યા ધારણ કરનારા જીવ ઘણાજ આળશુ હોય છે અને આળસુ હોવાને લીધે તે આત્મકલ્યાણ માટે વ્રત જપ, તપ વિગેરે કંઈજ કરી શકતા નથી. નીલ લેશ્યા ધારણ કરનારની બુદ્ધી કુબુદ્ધી તથા મિથ્યા બુદ્ધીમાં પરિણત પામે છે. અને મિથ્યા બુદ્ધીને લીધે તેઓનો સંસારસાગર સદા કાળને માટે વધતો રહે છે. મિથ્યાબુદ્ધીને કારણે તે મહાદુઃખ આપનારી નરકાદિક અશુભ યોનીઓમાં સર્વકાલને માટે પરિભ્રમણ કરતો રહે છે. આ શિવાય જે જીવો આ નીલ લેશ્યાને લીધે મિથ્યાબુદ્ધી પામે છે, તે સર્વકાલ સંસારરૂપી સમુદ્રમાં પરિભ્રમણ કરે છે, અને તેને લીધે નીલલેશ્યાથી સંસારરૂપી સાગરની પણ વૃદ્ધી થાય છે, આ નીલલેશ્યાવાળા બુદ્ધીને સદા સર્વદા મંદ બનાવતી હોય છે. અને સાત પ્રકારના ભયોને ઉત્પન્ન કરતી હોય છે. નીલ લેશ્યા હોવાથી આ લોકનો, પરલોકનો, આકસ્મિક વેદના, રાજ, પરચક્ર આદિ અનેક પ્રકારના ભય સર્વકાલ માટે હૃદયમાં સ્થાન કરી બેસે છે. નીલલેશ્યા ધારણ કરનારો જીવ હંસી મજાક ઉડાયતો રહે છે અને ઈષ્ટ અનિષ્ટ પદાર્થોથી રાગદ્વેષ રાખે છે, આ સર્વ કારણોને સંગે તેને અશુભ કર્મોનો બંધ થાય છે. આ સર્વ કારણોને સંગે આ લેશ્યા દુઃખદાયી તરીકે બતાવવામાં આવી છે. જે પુરુષ આ નીલ લેશ્યા ધારણ કરે છે; તે આ લોકમાં વધ બંધન. મારન, તાડન વિગેરે અનેક પ્રકારના દુઃખો પ્રાપ્ત કરે છે, અને પરલોકમાં પણ નરકાદિક ઘોર દુઃખો પ્રાપ્ત કરે છે. આવીરીતે આ નીલ લેશ્યાનું સ્વરૂપ છે.

## હવે કપોતલેશ્યાનું સ્વરૂપ કહેવાય છે—

**शोकसन्तापकर्त्रीति परनिंदात्मशंसिनी ।**
**ज्ञेया कापोतलेश्या च त्याज्या वैराग्यहेतवे ॥ ८ ॥**

**અર્થ**—જે લેશ્યા હોવાથી આં જીવને હંમેશાં શોક ઉત્પન્ન થતો રહે. સંતાપ ઉત્પન્ન થતો રહે. જે લેશ્યા હોવાથી આ જીવના પરિણામ બીજાઓની નિંદા કરવામાં અને પોતાની પ્રશંસા કરવામાં તત્પર બની રહે તેને કપોત લેશ્યા કહે છે.

**ભાવાર્થ**—કાપોત શબ્દનો અર્થ કબુતર છે. કબુતરનાં આ લીલા રંગથી કંઈક આછો આછો કાળો હોય છે. તેવીરીતે કાપોત લેશ્યા નીલ લેશ્યાથી કંઈક હલકી હોય છે. પરંતુ તેમાં કાલાંશ હોવાથી અશુભ ગણાય છે. આ કાપોત લેશ્યા ધારણ કરવાવાળો જીવ થોડાદન ઇષ્ટ પદાર્થોના વિયોગથી શોક અને સંતાપ કરવા લાગે છે, તથા થોડાકજ અનિષ્ઠ પદાર્થોના સંયોગથી શોક અને સંતાપ કરવા લાગે છે. આ લેશ્યા ધારણ કરવાવાળો પુરુષ આટલું ચાહે છે કે આ સંસારમાં મારી પ્રશંસા થાઓ, બીજા કોઇની પ્રશંસા ન સર્વત્ર થાઓ તેથીજ તે બીજાઓની નિંદા પણ કરતો રહે છે. આજ કારણોથી આ લેશ્યા ત્યાગ કરવા યોગ્ય છે. આ લેશ્યાનો ત્યાગ કર્યા શિવાય કોઈપણ દિવસ વૈરાગ્યની ઉત્પત્તી થતી નથી. તેથી વૈરાગ્ય ધારણ કરીને આત્મકલ્યાણ કરવાવાળો આં કાપોત લેશ્યાનો ત્યાગ હંમેશ માટે કરી દેવો જોઈએ. આવીરીતે કાપોતી લેશ્યાનું સ્વરૂપ કહેવાયું.

### હવે પીતલેશ્યાનું સ્વરૂપ કહેવાય છે—

**सुबुद्धिकार्यकौशल्यवर्द्धिनी तापहारिणी ।**
**लाभालाभक्रियातुष्टा पीतलेश्या शुभंकरा ॥ ९ ॥**

**અર્થ**—જે લેશ્યા હોવાથી ઉત્તમ બુદ્ધી વધતી રહે, કાર્યો કરવાની શક્તિ વધતી રહે, સંસારના સર્વ દુઃખો દૂર થતાં જાય. હાનિ યા લાભના કાર્યોમાં સંતોષ બની રહે અને આત્માનું હમેશાં કલ્યાણ થતું રહે તેને પીતલેશ્યા કહે છે.

પીત શબ્દનો અર્થ પીળો થાય છે. જેવીરીતે પીળો રંગમાં કાળાંશ હોતા નથી તેવીરાતે પીતલેશ્યામાં કૃષ્ણ, નીલ કાપોત વગેરે લેશ્યાઓની માફક કાલિમા અથવા અશુભપણું હોતું નથી. તેથી આ લેશ્યા શુભ ગણાય છે. આ લેશ્યા ધારણ કરવાવાળા જીવની બુદ્ધિ સુબુદ્ધિજ હોય છે. અને તે સુબુદ્ધિ હમેશાં વધતીજ રહે છે. તેવીજ રીતે તે જીવની પ્રત્યેક કાર્ય કરવામાં ચતુરતા બનતી રહે છે. અને ચતુરતા શુભ કાર્યોમાંજ પરિણમે છે. અને દિનપ્રતિદિન વધતા રહે છે. આ પીત લેશ્યાને ધારણ કરવાવાળો જીવ ઇષ્ટ પદાર્થોની વિયોગ થવાથી તથા અનિષ્ટ પદાર્થોના સંયોગ થવાથી પણ કદી શોક

સંતાપ કરતો નથી. તથા તે પુરુષ જેવીરીતે અધિક લાભ થવાથી સંતોષ ધારણ કરે છે તેવીરીતે થોડો લાભ થવા છતાંપણુ તથા હાનિ થવા છતાંપણુ સંતોષ ધારણ કરે છે. આ સર્વ કારણોથી આ લેશ્યા કલ્યાણ કરવાવાળા છે. આ લેશ્યાને લીધેજ આ લોકમાં પણ સુખ મળે છે અને પરલોકને માટે પણ શુભ કર્મોનો બંધ થાય છે. એવીરીતે આ પીતલેશ્યાનું સ્વરૂપ કહેવામાં આવ્યું.

હવે પદ્મલેશ્યાનું સ્વરૂપ કહેવાય છે—

त्यागशीलकृपामूर्तिः क्षमा पुण्यप्रकाशिनी ।
गुरुदेवार्चने दक्षा पद्मलेश्या प्रियंकरा ॥ १० ॥

**અર્થ**:—જે લેશ્યાને લીધે દાન આપવાના પરિણામ થાય, વ્રત, શીલ વગેરે પાલવાના પરિણામ થાય, દયા ધારણ કરવાના પરિણામ થાય, વિવેક અને શુભ ભાવોથી દેવ, શાસ્ત્ર અને ગુરૂની પૂજા કરવાના પરિણામ થાય અને સમસ્ત જીવોનું હિત કરવાના પરિણામ થાય તે લેશ્યાને પદ્મ લેશ્યા કહે છે.

**ભાવાર્થ**—પદ્મ શબ્દનો અર્થ સફેદ કમળ થાય છે. જે કમળની માફક નિર્મળ પરિણામો બનાવી શકે તેને પદ્મ લેશ્યા કહે છે. પદ્મ લેશ્યા ધારણ કરવાવાળો જીવ સુપાત્રોને ચારે પ્રકારના દાન આપતો રહે છે, વ્રત અને શીલોનુ પાલન કરે છે, સમસ્ત જીવોની રક્ષા કરવામાં અથવા દયા પાલન કરવામાં હમેશાં તત્પર રહે છે તે પુરૂષ સર્વ જીવોપર ક્ષમા ધારણ કરતો રહે છે. પુણ્યોપાર્જન કરવાવાળાંજ કાર્યો કરે છે, પાપોથી હમેશાં ડરતો રહે છે તથા હમેશાં વિવેક-પૂર્વક દેવ, શાસ્ત્ર ગુરૂની પુજા કરવામાં તલ્લીન રહે છે. એવા પુરૂષ પોતાનું કલ્યાણ પણ કરે છે અને અન્ય જીવોને પણ કલ્યાણ કરવાવાળા માર્ગમાં લગાવી દે છે. આવીરીતે આ પદ્મલેશ્યા સર્વરીતે શુભ ગણાય છે. શુભ કર્મોના ઉદયથીજ થાય છે અને શુભ કર્મોને બંધ કરતી રહે છે. આવીરીતે પદ્મ લેશ્યાનું સ્વરૂપ કહ્યું.

હવે શુકલલેશ્યાનું સ્વરૂપ કહેવાય છે—

**रागद्वेषाविनिर्मुक्ता पक्षपातविवर्जिता ॥**
**स्वानन्दस्वादिनी नित्यं शुक्ललेश्या शिवंकरा ॥ ११ ॥**

**અર્થ**—જે લેશ્યાના હોવાથી રાગદ્વેષ સર્વ છૂટી જાય, પક્ષપાત પણ સર્વથા છૂટી જાય અને પોતાના આત્માથી ઉત્પન્ન થવાવાળા આનંદનો સ્વાદ પ્રાપ્ત થતો રહે એવી મોક્ષ દેવાવાળા લેશ્યાને શુકલ લેશ્યા કહે છે.

**ભાવાર્થ**—શુકલ શબ્દનો અર્થ સફેદ થાય છે. જેવીરીતે સફેદ રંગ કોઈ બીજો રંગ હોઈ શકતો નથી તેવીરીતે શુકલલેશ્યામાં શુભ અશુભ કોઈપણ કર્મનો તીવ્ર બંધ થતો નથી તેનું પણ કારણ આજ છે કે શુકલલેશ્યા ધારણ કરવાવાળા પુરૂષની રાગદ્વેષની તીવ્રતા હોતી નથી. રાગદ્વેષ અત્યંત મંદ હોય છે. તથા રાગદ્વેષ નહિ હોવાથી ઇષ્ટ અનિષ્ટ પદાર્થોમાં પક્ષપાત રહેતો નથી. આવીરીતે જ્યારે રાગદ્વેષ પક્ષપાત વગેરે નષ્ટ થઈ જાય છે ત્યારે તે આત્મા પોતાના આત્માથી ઉત્પન્ન થવાવાળા અનંત આનંદનો અનુભવ કરતો રહે છે. આવીરીતે પોતાના શુદ્ધ આત્માનો અનુભવ કરતાં કરતાં નવીન કર્મોના બંધનો અભાવ થઇ જાય છે. સત્તામાં રહેવાવાળા કર્મોની નિર્જરા વધતી રહે છે અને આવીરીતે સમસ્ત કર્મોની નિર્જરા થઈ જવાથી આ જીવને મોક્ષપ્રાપ્તિ થાય છે. આવીરીતે આ શુકલલેશ્યાનુ સ્વરૂપ કહી છએ લેશ્યાઓનું સ્વરૂપ પૂર્ણ કર્યું.

હવે તેમનું શુભઅશુભપણું કહેવામાં આવે છે—

**आद्यास्तिस्रोऽशुभा हेयाः श्वभ्रादिदुःखदायिकाः ॥**
**अन्त्याः शुभाः सदा ग्राह्या भव्यैः शिवसुखाप्तये ॥ १२ ॥**

**અર્થ**—ઉપરોક્ત છએ લેશ્યાઓમાં પહેલાંની કૃષ્ણ, નીલ અને કાપોત એ ત્રણે લેશ્યાઓ અશુભ છે. અને નરકાદિકનાં ઘોર દુઃખ આપવાવાળી છે. તેથી એ ત્રણે લેશ્યાઓ ત્યાજ્ય ( ત્યાગ કરવા યોગ્ય ) છે. તથા છેવટની પીત, પદ્મ અને શુકલ એ ત્રણે લેશ્યાઓ શુભ છે. અને પરંપરાથી મોક્ષ પ્રાપ્ત કરવાવાળી છે. તેથી ભવ્યજીવોને મોક્ષરૂપી સુખ પ્રાપ્ત કરવા માટે છેવટની ત્રણ લેશ્યાઓજ ગ્રાહ્ય ( ગ્રહણ કરવા યોગ્ય ) છે. કારણ કે આ લેશ્યાઓ ધારણ કરવાથી પરિણામોમાં વિશુદ્ધતા થાય છે અને પરિણામોમાં વિશુદ્ધતા હોવાથી વૈરાગ્યની પ્રાપ્તિ થાય છે. વૈરાગ્ય પ્રાપ્ત થવાથી તપશ્ચરણ ધારણ કરી શકાય છે. અને તપશ્ચરણ કરવાથી મોક્ષની પ્રાપ્તિ થાય છે.

### હવે વૈરાગ્યની વૃદ્ધિનો ઉપાય દર્શાવવામાં આવે છે—

પ્રશ્ન — **वद वैराग्यवृध्यै किं पालनीयं न वा प्रभो ?**

**અર્થ**—હે પ્રભો ! હવે કૃપા કરીને એટલું બતાવો કે આ વૈરાગ્યની વૃદ્ધિ માટે શું શું પાલવું જોઈએ અને શું શું ત્યજી દેવું જોઈએ !

ઉત્તર—**वैराग्यवृध्यैः परिवर्जनीयं दुःशीलमेवाखिलदुःखबीजम् ॥**
**ज्ञात्वा मिथः प्राणहरं तथैवाविश्वासपात्रं सकले च लोके ॥१३॥**
**सुशीलमेवं निजराज्यमूलमिहान्यलोके सुखदं सुसारम् ॥**
**विश्वासबीजं च मिथस्त्रिलोके ज्ञात्वेति पाल्यं वरशीलरत्नम् ॥१४॥**

**અર્થ**—આ ભવ્યજીવે પોતાના વૈરાગ્યને વધારવા માટે સર્વથી પહેલાં અબ્રહ્મ અથવા દુઃશીલનો સર્વથા ત્યાગ કરી દેવો જોઈએ. તેનું પણ કારણ આજ છે કે આ કુશીલ સમસ્તદુઃખોનું મૂળ કારણ છે. પરસ્પર એક બીજાના પ્રાણ લેવાવાળુ છે અને સમસ્ત લોકમાં અવિશ્વાસનું પણ કારણ છે. તેથી વૈરાગ્યની વૃદ્ધિ માટે ભવ્યજીવોએ બ્રહ્મચર્ય અથવા

શીલવ્રત પાલવું જોઈએ. આ બ્રહ્મચર્ય વા શીલવ્રત પોતાના આત્માની શુદ્ધતારૂપી રાજ્યનું મૂળ કારણ છે, આ લોક તેમજ પરલોકમાં પણ સુખ આપવાવાળું છે. તે ઉપરાંત આ બ્રહ્મચર્ય સર્વ વ્રતોમાં સારભૂત છે અને ત્રણે લોકોમાં પરસ્પર વિશ્વાસ ઉત્પન્ન કરવાવાળું છે. એમ સમજીને ભવ્યજીવોએ હમેશાં આ શીલરત્નનું પાલન કરતા રહેવું જોઈએ.

**ભાવાર્થ**—બ્રહ્મચર્ય એ આત્માનો એક નિર્વિકાર ભાવ છે. તે આત્માના નિર્વિકાર ભાવમાં વિકાર ઉત્પન્ન થાય છે ત્યારે અબ્રહ્મ અથવા કામવિકાર ઉત્પન્ન થાય છે. તેથી કામવિકાર એ પાપનું કારણ છે. અને બંને લોકોમાં (ઈહિલોક અને પરલોકમાં) દુઃખોનું કારણ છે. તથા બ્રહ્મચર્ય પાળવાથી આ લોક તેમજ પરલોકમાં પણ સુખ મળે છે. આ સંસારમાં ઋદ્ધિ સિદ્ધિ વગેરે જેટલાં જેટલાં માહાત્મ્ય છે તે સર્વે આ બ્રહ્મચર્ય વ્રતનું પાલન કરવાથી પ્રગટ થાય છે. તેથી આ બ્રહ્મચર્ય વ્રતને વૈરાગ્યની વૃદ્ધિનું મુખ્ય કારણ માન્યું છે તેથી વૈરાગ્યને સ્થિર રાખવા માટે હમેશાં તેનું પાલન કરતા રહેવું જોઈએ.

**હવે શરીરનું સ્વરૂપ કહેવાય છે—**

પ્રશ્ન—**वपुरिदं गुरो कीदृगस्ति मे साम्प्रतं वद ?**

**અર્થ**—હે ગુરો, હવે કૃપાકરીને કહો કે આ શરીર કેવું છે ?

ઉત્તર—**देहोस्त्यानित्योऽवकरस्य तुल्यस्त्याज्यस्तथा भ्रान्तिकरश्च निंद्यः ॥**
**व्याध्यादिवासः पिशितास्थिपिण्डोऽसारः सदा रंभतरो समानः ॥१५॥**
**दुष्टः कृतघ्नश्च विनाशशीलः बीभत्समूर्तिर्भवति व्यथादः ॥**
**ज्ञात्वेति देहे ममता न कार्या वैराग्यवृध्यै स्वसुखेन तुष्टैः ॥१६॥**



**અર્થ**—આ શરીર અનિત્ય છે, વિષ્ટા સમાન છે, ત્યાગ કરવા લાયક છે, ભ્રાંતિ ઉત્પન્ન કરવાવાળું છે. નિંદ્ય છે અનેક રોગોથી ભરપુર છે. માંસ અને હાડકાંનો માળો છે, કેળાના ઝાડની માફક અસાર છે, દુષ્ટ છે, કૃતઘ્ની છે, અવશ્ય

નાશ પામવાવાળું છે. અનેક પ્રકારના દુઃખ આપવાવાળું છે, અને ઘૃણાસ્પદ છે. આ શરીરના સ્વરૂપને આવીરીતે સમજીને પોતાના આત્મિક રસમાં સંતુષ્ટ [ સંતોષ પામવાવાળા ] ભવ્યજીવોએ પોતાના વૈરાગ્યની વૃદ્ધિને માટે આ શરીર ઉપર કદીપણ મોહ ન કરવો જોઈએ.

**ભાવાર્થ**:—આ સંસારી જીવ જ્યા શરીરની બહુજ સેવા કરે છે, હમેશાં સ્નાન કરાવે છે, સારાં સારાં વસ્ત્રાભૂષણ પહેરાવે છે અને સારાં સ્વાદિષ્ટ ભોજન કરાવે છે, તો પણ આ શરીર એટલું તો કૃતઘ્ની અને દુષ્ટ છે કે જો તેને એક દિવસ પણ ભોજન આપવામાં ન આવે તો પછી કદપણ કહ્યું કરતું નથી. પરંતુ તે દિન પ્રતિદિન જીર્ણ ( દુબળુ ) થતું જાય છે અને કોઇક દિન અવશ્ય નાશ પામે છે. હાડકા, માંસ, લોહી વગેરે અપવિત્ર અને ઘૃણિત પદાર્થોથી બનેલું છે અને તેવાથીજ ભરેલું છે. જો સુંદરમાં સુંદર શરીરની અંદરનો ભાગ બહાર કરી દેવામાં આવે તો અત્યંત ઘૃણાને લીધે લોકો તેને દેખી પણ શકતા નથી. એવા શરીર ઉપર મોહ રાખવો તેને અજ્ઞાનતા સિવાય બીજું શું કહી શકાય? તેથી આત્માનું કલ્યાણ કરવાવાળા ભવ્યજીવોએ તેની સાથે મોહ અને મમતા કદીપણ કરવો ન જોઈએ.

**હવે આ જીવે કોની આશા રાખવી જોઇએ અને કોની નહિ તે કહેવામાં આવે છે—**

પ્રશ્ન - **कार्या वैराग्यवृद्धौ भो धनाशा कीदृशी न वा ?**

**અર્થ**—હે ભગવન્ આપણે વૈરાગ્યની વૃદ્ધિને માટે ધનની આશા કેવીરીતે કરવી જોઈએ અને કેવીરીતે નહિ.

ઉત્તર—**उपार्जने रक्षण सेवनेपि दुःखप्रदां सौख्यहरां प्रदुष्टाम् ॥**
**त्यक्त्वा धनाशां भ्रममोहमूलां मिथस्तथा वैरविरोधदक्षाम् ॥१७॥**
**उपार्जने रक्षणसेवनेपि शांतिप्रदा भ्रांतिहरात्मनिष्ठा ॥**
**स्वद्रव्यवांछा स्वचतुष्टयान्ता कार्यात्मनिष्ठेन नरेण नित्यम् ॥१८॥**

**અર્થ**—આ ધન ઉપાર્જન કરવામાં, રક્ષણ કરવામાં અને તેનો ઉપભોગ કરવામાં હમેશાં દુઃખ થાય છે. તેથી આ ધનની આશા હમેશાં દુઃખ દેવાવાળી છે, સર્વ સુખોને નાશ કરવાવાળી છે. પરિશ્રમ અને મોહ ઉત્પન્ન કરવામાં પ્રથમ ( મુખ્ય ) કારણભૂત છે, અત્યંત દુષ્ટ છે અને પરસ્પર વૈર વિરોધ કરવાવાળી છે, તેથી એવા ધનની ઇચ્છા કરતાં કરતાં તો તેનો હમેશાને માટે ત્યાગ કરી દેવો જોઈએ અને સ્વાત્માની ( પોતાના આત્મામી ) શુદ્ધતા મેળવવા માટે શુદ્ધાત્મા થાય એવી ઇચ્છા દિનપ્રતિદિન ક્ષણે ક્ષણે કરવી જોઈએ. તેનું પણ કારણ એ છે કે આ આત્માની શુદ્ધતા પ્રાપ્ત કરવામાં, તેની રક્ષા કરવામાં અને તેનો ઉપભોગ કરવામાં હમેશા શાંતિજ પ્રાપ્ત થાય છે. તદુપરાંત આ શુદ્ધ આત્માની વાંછા [ ઇચ્છા ] સર્વ પ્રકારની ભ્રાંતિને દૂર કરવાવાળી છે. અને પોતાના શુદ્ધ આત્માની સાથે સંબંધ રાખે છે. તેથી પોતાના આત્મામાં લીન રહેવાવાળા ભવ્યજીવોએ જ્યાંસુધી અનંતદર્શન, અનંતજ્ઞાન, અનંતસુખ અને અનંતવીર્ય એ ચારે અનંતચતુષ્ટય પ્રાપ્ત ન થાય ત્યાંસુધી પોતાના આત્માની શુદ્ધતા પ્રાપ્ત કરવાનીજ ઇચ્છા કરતા રહેવું જોઈએ.

**ભાવાર્થ**—આ સંસારમાં જેટલી આશાઓ છે તે સર્વ સુખને માટે કરવામાં આવે છે પરંતુ ધનની આશા કરવામાં અથવા ઉપાર્જન કરવામાં તથા રક્ષણ કરવામાં હમેશાં દુઃખજ ઉઠાવવું પડે છે. તેથી ધનની આશાથી કદીપણ સુખ મળવું નથી. વાસ્તવિક સુખ તો આત્માની શુદ્ધતામાંજ છે. કેમકે તેમાં કોઈપણ રીતે વિકાર થતો નથી. તેથી ધનની આશાનો ત્યાગ કરી પોતાના આત્માને શુદ્ધ કરવાનીજ ઇચ્છા કરવી જોઈએ જેથી કરીને વાસ્તવિક સુખની પ્રાપ્તી થાય.

**હવે રાગી ક્યાં પ્રસન્ન રહે છે અને વૈરાગી પુરુષ ક્યાં પ્રસન્ન રહે છે તે કહેવાય છે—**

**પ્રશ્ન—रमते कुत्र रागी वा विरागी वद मे प्रभो !** ॥૧૨॥

**અર્થ**—હે પ્રભો ! હવે મને કૃપા કરીને કહો કે રાગી પુરુષોને શું સારું લાગે છે અને વૈરાગી પુરુષોને શું સારું લાગે છે.

उत्तर—**ओष्ठे स्त्रियो रक्तमये स्तनादौ त्वग्मांसपिण्डे कुटिले कपोले ।**

**भगोदरादौ मलमूत्रकुण्डे सद्भिर्विनिंद्ये रमते सरागी ॥१९॥**

**स्वात्मस्वरूपे परभावभिन्ने स्वानन्दसिंधौ च निजप्रदेशे ।**

**स्वच्छन्दरीत्या रमते विरागी मत्स्यो यथा शुद्धजले ह्यगाधे ॥२०॥**

**અર્થ**—આ સંસારમાં રાગી પુરુષ લોહીથી ભરેલા સ્ત્રીના હોઠો પર આનંદ માને છે, ચામડીથી લપેટાએલ માંસના પિંડરૂપી સ્તનોમાં આનંદ માને છે અને મળમૂત્રની ખાણ સમાન યોનિ અથવા પેટમાં આનંદ માને છે (રમી રહે છે) તે સ્ત્રિયોના હોઠ, સ્તન, યોનિ, ઉદર (પેટ) વગેરેને સર્વ સજ્જનો અત્યંત નિંદ્ય માને છે, તો પણ રાગી પુરૂષ તો એમાંજ પ્રસન્ન રહે છે. પરંતુ વિરક્ત પોતાના આત્માના શુદ્ધ સ્વરૂપમાંજ રમી રહે છે (આનંદ લે છે) આ આત્માનું શુદ્ધ સ્વરૂપ પુદ્‌ગલાદિક પરપદાર્થોથી સર્વથા જુદુજ છે અને પોતાના આત્મજન્ય [ આત્માંથીજ ઉત્પન્ન થએલ ] અનંત સુખનો સાગર છે. જેવીરીતે માછલી અત્યંત ઠંડા જલમાં પોતાની ઈચ્છાનુસાર રમે છે, વિચરે છે, તેવીરીતે આ વૈરાગી પુરૂષ પણ પોતાના આત્માના શુદ્ધ સ્વરૂપ પ્રદેશોમાં હમેશાં સ્વેચ્છાપૂર્વક તલ્લીન રહે છે.

**ભાવાર્થ**—રાગી પુરૂષને નિંદનીય પદાર્થજ સારા લાગે છે અને વિરક્ત પુરૂષોને પોતાનો શુદ્ધ આત્માજ સારો લાગે છે, વાસ્તવિક સુખ તો શુદ્ધ આત્મામાંજ છે. તેથી સજ્જનોએ શુદ્ધ આત્મામાંજ લીન રહેવું જોઈએ. સ્ત્રીઓના શરીર ઉપર કદીપણ રાગ ન કરવો જોઈએ.

**હવે ભાઈભાંડુ કોઈપણ પરલોકમાં સાથે જતું નથી તે કહેવાય છે—**

प्रश्न—**बांधवाः परलोके च समं यान्ति न वा गुरो !**

**અર્થ**—હે ભગવન્ ! આ સંસારમાં ભાઈભાંડુ વગેરે કુટુંબીજનો પરલોકમાં પણ સાથે જાય છે કે નહિ ?

उत्तर—देहोऽपि ते याति समं कश्चिन्न देहस्य संबंधिजनस्त्वया कः ।
दासी च दासोऽखिलबंधुवर्गस्त्वां याति मुक्त्वा पथिको यथा नृन् ॥२१॥
साम्राज्यलक्ष्मीः सुखदा च भार्या मित्रं सुतस्तिष्ठति यत्र तत्र ।
न याति सार्द्धं किमपि त्वया वा ज्ञात्वेति युक्त्या कुरु चात्मशुद्धिम् ॥२२॥

**અર્થ**—હે આત્મા, તારી સાથે નિકટમાં નિકટ સંબંધ ધરાવનાર આ તારૂં શરીર પણ કોઈ જગાએ (પરલોકમાં) સાથે જતું નથી. તો પછી આ શરીર સાથે સંબંધ રાખવાવાળા કુટુંબી અથવા પરિવારના લોકો તારી સાથે કેવીરીતે જઈ શકે ! જેવીરીતે કોઈ મુસાફર બીજા લોકોને રસ્તામાંજ છોડીને પોતાના માર્ગે ચાલ્યો જાય છે, તેવીરીતે ભાઈભાંડુ વગેરે સર્વ કુટુંબીજન તથા દાસ–દાસી વગેરે તને છોડીને પોતાના કામમાં લાગી જાય છે. આ છએ ખંડની સામ્રાજ્યલક્ષ્મી. સુખ આપવાવાળી સ્ત્રી, પુત્ર, મિત્ર વગેરે સર્વ અહિં તહિં રહી જાય છે. તારી સાથે પરલોકમાં કોઈપણ પદાર્થ સાથે જતો નથી. એમ સમજીને પોતે યુક્તિપૂર્વક કામ લઈને પોતાના આત્માની શુદ્ધતા પ્રાપ્ત કરવી જોઈએ.

**ભાવાર્થ**—જ્યારે આ મનુષ્ય મરી જાય છે અને તે મડદાને જ્યારે સ્મશાનમાં લઈ જવામાં આવે છે ત્યારે પોતાની સ્ત્રી તો ઘરના બારણા સુધીજ સાથે આવે છે અને બાકીના સર્વ કુટુંબીજન સ્મશાન સુધી સાથે આવે છે, પરંતુ તે મડદાને બાળીને પાછાં ઘરે આવે છે. આ જીવની સાથે પરલોક સુધી કોઈ જતું નથી. જે કુટુંબીજનો આ શરીરને બાળીને ઘેર ચાલ્યાં જાય છે તે કુટુંબીજનોના આ કાર્યને દેખીને ભવ્ય પુરૂષોએ આ કુટુંબનો ત્યાગ કરી દેવો જોઈએ અને સંસારથી વિરક્ત થઈને પોતાના આત્માનુ કલ્યાણ કરવું જોઈએ.

**હવે આ સંસારી જીવ પોતાનું જીવન કેવીરીતે વ્યતીત કરે છે તે કહેવાય છે—**

પ્રશ્ન—बाल्यतारुण्यवार्द्धक्यं गमयन्ति कथं खलाः ?

**અર્થ**—આ સંસારમાં મૂર્ખ દુષ્ટ લોકો પોતાની બાલ્યાવસ્થા યુવાવસ્થા અને વૃદ્ધાવસ્થા કેવીરીતે વ્યતીત કરે છે તે વિષે હે ભગવન્ ! કૃપા કરીને કહો.

उत्तर— **सुखप्रदां कल्पतरोः समानां विद्यां पठित्वा न नृजन्मसाराम् ।**
**क्रीडां प्रकुर्वन् रजसा हि सार्द्धं व्यतीतवान् सुन्दरबाल्यकालम् ॥२३॥**
**लोकोन्नतिं वा च निजोन्नतिं हि शांतिप्रदां भ्रांतिहरां न कृत्वा ।**
**तारुण्यकालं तरुणीमुसार्द्धं व्यतीतवान् वा व्यसनैः कुमित्रैः ॥२४॥**
**निजान्यजन्तोः सुखदं सुकृत्यं स्तुत्यं न कृत्वा सफलं नृजन्मम् ।**
**तीव्रां धनाशां सततं प्रकुर्वन् व्यतीतवान् वै वरवृद्धकालम् ॥२५॥**
**मन्ये ततोऽहं भवजीवतुल्यः दृष्टो न मूर्खो निजबोधशून्यः ।**
**संसारनाशाय स्वबोधनाय ज्ञात्वेति नित्यं कुरु पर्युपायम् ॥२६॥**

**અર્થ**—આ સંસારમાં આ વિદ્યા કલ્પવૃક્ષની માફક સુખ આપવાવાળી છે, અને સર્વ મનુષ્યજન્મની સારભૂત છે. તથા તે વિદ્યાનુ પઠન પાઠન કરવાનો સમય બાલ્યકાળજ છે. પરંતુ આ સંસારી જીવ પોતાના બાલ્યકાલમાં આવી વિદ્યાનું પઠન–પાઠન કરતા નથી. ફક્ત રેતી અને માટીમાં રમીને પોતાની સુંદર બાલ્યાવસ્થા વ્યતીત કરે છે. એવીજ રીતે યુવાવસ્થામાં આત્મામાં શાંતિ ઉત્પન્ન કરવાવાળી અને સમસ્ત ભ્રાંતિઓને દૂર કરવાવાળી લૌકિકોન્નતિ તથા પોતાના આત્માની ઉન્નતિ કરવી જોઈએ, પરંતુ આ સંસારી જીવ યુવાવસ્થામાં પણ નથી આત્માની ઉન્નતિ કરતો કે નથી લૌકિકોન્નતિ કરતો. પરંતુ તે પોતાની આજા અમૂલ્ય અવસ્થા તરુણસ્ત્રીઓ સાથે વ્યતીત કરે છે અથવા કોઈપણ વ્યસનમાં ફસાઈને વ્યતીત કરે છે, અથવા કુમિત્રો સાથે વ્યતીત કરી દે છે. તેવીજ રીતે વૃદ્ધાવસ્થામાં તો પોતાના આત્માને સુખ આપવાવાળી દેવ-પૂજા, પાત્રદાન, તીર્થયાત્રા વગેરે પુણ્યકાર્ય સંપાદન કરી પોતાનો નરજન્મ સાર્થક કરવો જોઈએ. પરંતુ આ સંસારી જીવ

વૃદ્ધાવસ્થામાં પણ દાન, પૂજા વગેરે પુણ્યનું કાર્ય કરતો નથી અને આ મનુષ્યજન્મને વ્યર્થ ગુમાવીને હમેશાં ફક્ત ધનની તીવ્ર લાલસામાંજ લાગ્યો રહે છે. અને આવીરીતે પોતાની વૃદ્ધાવસ્થાને પાપરૂપી કાર્યોમાંજ વ્યતીત કરે છે. આ સર્વ બાબત દેખીને તો મને વિશ્વાસ થઇ ગયો છે કે આ સંસારમાં આ સંસારી જીવો જેવા પોતાના આત્મજ્ઞાનથી વિમુખ અને વજ્ર-મૂર્ખ બીજું કોઇપણ નથી. એમ સમજીને હે ભવ્ય ! તું જન્મમરણરૂપી સંસારનો નાશ કરવા માટે અને પોતાનું આત્મ-જ્ઞાન પ્રાપ્ત કરવા માટે હમેશાં પ્રયત્ન કર.

**ભાવાર્થ**—બાલ્યાવસ્થામાં જ્ઞાન સંપાદન કરવું જોઈએ. યુવાવસ્થામાં ધર્મ અને ધન ઉપાર્જન કરવું જોઈએ અને વૃદ્ધાવસ્થામાં દેવપૂજા અને પાત્રદાન કરવું જોઈએ ( દાન ચાર પ્રકારના છે:— આહારદાન, ઔષધદાન જ્ઞાનદાન અને અભયદાન ) અને અંતમાં આ સંસારનો ત્યાગ કરીને તપશ્ચરણ કરી આત્માનું કલ્યાણ કરવું જોઈએ. એજ આ નરજન્મનું શ્રેય છે.

**હવે જીવે શું શું કરવું જોઇએ તે કહેવામાં આવે છે—**

પ્રશ્ન—**किं कर्तुं यतते लोकः कर्तव्यं किं गुरो वद ?**

**અર્થ**—હે ભગવન્ ! આ સંસારી જીવ શું શું કરવાનો પ્રયત્ન કરે છે અને શું કરવું જોઈએ તે કૃપા કરીને કહો.

ઉત્તર—**स्थातुं शरीरे विषयं प्रभोक्तुं तद्वृद्धिहेतोर्यतते सदापि ।**
**न स्थीयते मुच्यत एव चायु–रायुक्षयाद्धि म्रियते हताशः ॥२७॥**
**ज्ञात्वेति कार्यो न कदापि यत्नः स्थातुं शरीरे विषयं हि भोक्तुम् ।**
**स्थातुं प्रयत्नः स्वपदे हि कार्यः भोक्तुं सदा स्वात्मसुखं सुमिष्टम् ॥२८॥**

**અર્થ**—આ સંસારીજીવ આ શરીરમાં સ્થાયી રહેવાને માટે હમેશાં પ્રયત્ન કરે છે અને વિષયોને ભોગવવા માટે હમેશાં પ્રયત્ન કરે છે તથા એ બન્નેની વૃદ્ધિને માટે હમેશાં પ્રયત્ન કરે છે. પરંતુ હમેશાં પ્રયત્ન કરવા છતાં નથી શરીર સ્થાયી રહેતું કે નથી વિષયો ભોગવાતા. વિષયોને ભોગવતાં ભોગવતાં આ જીવ આયુને ભોગવે છે અને આયુને ભોગવી લીધા પછી અથવા આયુના પૂર્ણ હોવા પછી આ જીવ હતાશ પામીને આ દેહ છોડે છે. આ બાબત આવીરીતે વિચારીને આ શરીરમાં શાશ્વત રહેવા માટે અને વિષયો ભોગવવા માટે કદીપણ પ્રયત્ન કરવો ન જોઈએ. પરંતુ પોતાના આત્માને પોતાના શુદ્ધ આત્મામાં સ્થિર–શાશ્વત રાખવા માટે પ્રયત્ન કરવો જોઈએ. અને શુદ્ધ આત્માથી ઉત્પન્ન થએલ અત્યંત મિષ્ટ–મિઠું સુખ ભોગવા માટે હમેશાં પ્રયત્ન કરવો જોઈએ.

**ભાવાર્થ**—આ શરીર અને સમસ્ત ઇન્દ્રિયોના વિષય ભોગો નાશવંત છે તથા એ બન્ને આત્માને દુઃખ દેવાવાળા છે, અપવિત્ર કરવાવાળા છે અને આ આત્માને જન્મમરણરૂપી સંસારમાં ભ્રમણ કરવાવાળા છે. તેથી તેમને પોષવા માટે પ્રયત્ન કરવો વ્યર્થ છે, પ્રયત્ન તો શા માટે કરવો જોઇએ ? પ્રયત્ન તો હમેશને માટે સુખી રહેવા માટે કરવો જોઇએ. અને શાશ્વત સુખ તો શુદ્ધ આત્મામાંજ છે. તેથી આત્માની શુદ્ધતા માટેજ અને તે શુદ્ધ આત્માથી ઉત્પન્ન થતા અનંતસુખને માટે હમેશાં પ્રયત્ન કરવો જોઈએ. આજ અનંતકાળ સુધી રહેવાવાળું ( શાશ્વત ) સુખ છે.

**હવે શું શું ત્યજી દેવું જોઇએ અને કયાં કયાં કાર્યો કરવાં જોઇએ તે કહેવામાં આવે છે—**

प्रश्न—**किं त्याज्यं किं च कर्तव्यं वद मे साम्प्रतं गुरो ?**

**અર્થ**—હે ગુરો, હવે કૃપા કરીને કહો કે આ જીવે શું શું ત્યજી દેવું જોઈએ અને કયાં કયાં કાર્યો કરવા જોઇએ.

उत्तर—**भ्रांतिमदं शांतिहरं क्षणाद्धि त्यक्त्वा कषायं नरकप्रदं तम् ।**

**मोहं च कामं विषमं व्यथादं स्वात्मस्वराज्यस्य विनाशकं च ॥२९॥**

**स्वसाधनं संयमधारणं वा स्वानन्दपानं कुरु नित्यमेवम् ।**
**स्वात्मस्वरूपं भज सौख्यमूलं स्वराज्यलक्ष्मीं स्मर शांतिकर्त्रीम् ॥२०॥**

**અર્થ**—હે આત્મા, તું કષાય, મોહ અને કામ આ ત્રણને આ ક્ષણમાત્રમાંજ છોડી દે, કેમકે એ ત્રણે આત્મામાં ભ્રાંતિ ઉત્પન્ન કરાવવાળા છે, આત્માની અટૂટ શાંતિનો નાશ કરવાવાળા છે. સાક્ષાત્ નરકમાં લઈ જવાવાળા છે, અને પોતાના આત્માની શુદ્ધતારૂપી સ્વરાજ્યનો પણ નાશ કરવાવાળા છે. તદુપરાંત તે ત્રણે પણ અત્યંત ભયંકર છે અને હમેશાં દુઃખ દેવાવાળા છે. એવા એ ત્રણે વિકારોનો તું ત્યાગ કર તથા પોતાના આત્માની શુદ્ધતા પ્રગટ કરવાવાળા તપશ્ચરણ અથવા સંયમને ધારણ કર. પોતાના શુદ્ધ આત્મજન્ય અનંતસુખના મુખ્ય કારણરૂપી આત્માના શુદ્ધ સ્વરૂપને ક્ષણેક્ષણે ધારણ કર. અને અનંતકાળ સુધી પોતાના આત્મામાં શાંતિ પ્રવર્તાવનાર આત્માની શુદ્ધતારૂપી રાજ્યલક્ષ્મીનું સ્મરણ કર.

**ભાવાર્થ**—ક્રોધ, માન, માયા, લોભ એ ચાર કષાય છે. એ ચારે કષાયો આત્માને દુઃખ દેવાવાળા છે તથા મોહ અને કામ ( વિષય-વાસના ) તો દુઃખ આપવાવાળા છેજ. તેથી પોતાનું કલ્યાણ ઈચ્છવાવાળા ભવ્ય જીવોએ તેમનો સર્વથા ત્યાગ કરી દેવો જોઇએ. અને સંયમ ધારણ કરી આત્માની શુદ્ધતા પ્રાપ્ત કરવી જોઇએ જેથી આ જીવ મોક્ષમાં જઇ અનંતકાળ સુધી અનુપમ સુખ માનતો રહે.

**હવે આ જીવનું કોઇ શરણ નથી તે કહેવાય છે—**

ઉત્ત—**आपत्काले गुरो कोऽपि शरणं याति वा न वा ?**

હે પ્રભો, આ સંસારમાં દુઃખદ સમયમાં કોઇ શરણ છે કે નહિ ?

ઉત્ત—**आपत्प्रकीर्णे त्वयि रोगपूर्णे पुण्यक्षये वाथ तवाङ्गजीर्णे ।**
**देवो च दैत्यो न च कोऽपि देवी स्वामी न भृत्यः शरणं प्रयाति ॥२१॥**

**जीवस्य लोके शरणं स्वधर्मः शान्तिप्रदस्त्यक्तसमस्तपापः ।**
**ज्ञात्वेति दुःखैः परिपीडितेपि त्याज्यः स्वधर्मो न कदाचिदेव ॥२२॥**

**અર્થ**—હે આત્મા, તું જ્યારે કઈ આપત્તિમાં આવી પડે છે, કોઇ સખ્ત રોગથી પીડાય છે, અથવા જ્યારે તોરે પુણ્યકર્માનો ક્ષય થાય છે. અથવા આ તારૂં શરીર દુબળું પાતળું થઇ જાય છે તે વખતે તારૂં રક્ષણ કરવાવાળો, તને શરણ આપનાર ન તો કોઈ દેવ હોય છે, ન તો કોઇ દૈત્ય હોય છે, ન તો કોઇ દેવી હોય છે, ન તો કોઈ માલિક હોય છે કે ન તો કોઈ સેવક હોય છે. તેમાંનુ કોઇપણ તને બચાવી શકવાનું નથી. આ સંસારમાં જો કોઇ શરણ હોય તો આત્મધર્મજ કારણ છે આ આત્માનો ધર્મ શાંતિ આપવાવાળો છે અને સમસ્ત પાપોથી રહિત છે. એમ સમજીને અનેક પ્રકારનાં દુ:ખોથી દુ:ખી હોવા છતાંપણ પોતાના આત્માથી ઉત્પન્ન થવાવાળા અહિંસામય ધર્મનો કદીપણ છોડવો ન જોઈએ.

**ભાવાર્થ**—જેટલાં દુ:ખ આવે છે તે સર્વ પાપ કર્મના ઉદયથી આવે છે તથા પાપકર્મનો ઉદય કોઈથી પણ રોકી શકાતો નથી. ઇન્દ્ર, ચન્દ્ર, ચક્રવર્તી, દેવ, દેવી વગેરે કોઇપણ તેને રોકી શકતું નથી. તેથી કોઇપણ દુ:ખ સમયે અથવા મૃત્યુના સમયે ઇન્દ્રાદિક કોઇપણ દેવ, દેવી આ જીવને બચાવી શકતા નથી. જો તે પાપકર્મોનો ક્ષયોપશમ અથવા ઉપશમ થતો હોય તો માત્ર ઉત્તમ ક્ષમા વગેરે દશલક્ષણમય ધર્મથીજ થઇ શકે છે. કેમકે તે ઉત્તમક્ષમા વગેરે ધર્મ તો આત્માના સ્વભાવરૂપીજ છે. કર્મોનો બંધ થવાનું મુખ્ય કારણ તો આત્માના કષાયાદિક વિકારોજ છે, તથા તેનો ક્ષય તો ઉત્તમ ક્ષમા વગેરે આત્માના સ્વભાવથીજ થાય છે. તેથી આગળ એમ બતાવવામાં આવ્યું કે આ સંસારી જીવને જો કોઈ દુ:ખોથી બચાવવાવાળું હોય તો ફકત આત્માનો ધર્મ અથવાં ઉત્તમ ક્ષમા વગેરે દશલક્ષણ ધર્મ છે. તેથી આ જીવે પોતાના આત્મ ધર્મમાંજ લીન રહેવું જોઈએ. તેથીજ સર્વ દુ:ખ ટળી જાય છે અને અનંત મોક્ષસુખની સિદ્ધિ થઈ શકે છે.

**હવે આ જીવ એકલો કયાં કયાં પરિભ્રમણ કરે છે તે કહેવામાં આવે છે—**

प्रश्न—एकाकी भ्रमति स्वामिन् जीवोऽयं क कथं वद ?

અર્થ—હે સ્વામી, આ જીવ એકલો પરિભ્રમણ કરે છે પરંતુ તે કઈ કઈ ગતિમાં કયા કયા કારણથી પરિભ્રમણ કરે છે તે કૃપા કરીને કહો.

उत्तर—एकोऽशुभाच्छ्वभ्रगतिं प्रयाति कृष्णः कुरूपी चिरदुःखभोगी ।
तिर्यग्गतिं वा कुटिलस्वभावादेकः सदाकाल पराश्रितो यः ॥३३॥
प्रयाति मिश्रान्नृगतिं किलैको दुःखी दरिद्री जनबंधुहीनः ।
एकः शुभात्स्वर्गगतिं प्रयाति सुखी भवेत्तत्र सदा ह्यरोगी ॥३४॥
शुद्धस्वरूपस्मरणेन तत्र ध्यानेन चानन्दपदस्य नित्यम् ।
सुखात्मिकां मोक्षगतिं प्रयाति निरंजनास्तिष्ठति शुद्धरूपः ॥३५॥

અર્થ—આ સંસારમાં કોઈ એક જીવ તીવ્ર પાપકર્મના ઉદયથી નરકગતિમાં જાય છે. ત્યાં તે અત્યંત કુરૂપ હોય છે તથા લાંબા કાળસુધી ઘોર દુઃખ ભોગવે છે. તેવીરીતે પોતાના કુટીલ પરિણામોથી અથવા માયાચારી કરવાથી આ જીવ એકલોજ તિર્યંચગતિમાં ઉત્પન્ન થાય છે. અને ત્યાં સદાકાલ પરાધીન રહે છે. જ્યારે આ જીવના પુણ્ય અને પાપ એ બંનેનો ઉદય થાય છે ત્યારે તે એકલો મનુષ્ય ગતિમાં જન્મ લે છે અને ત્યાં દુઃખી, દરિદ્રી, અને ભાઈભાંડુ વગેરે ન હોવાથી થતાં દુઃખ સહન કરે છે. જ્યારે આ જીવના શુભ કર્મનો ઉદય થાય છે ત્યારે સ્વર્ગગતિમાં જાય છે અને ત્યાંપણ હમેશાં નીરોગી રહી સુખ ભોગવે છે. તેવીરીતે જ્યારે આ જીવ આત્માના શુદ્ધ સ્વરૂપનું સ્મરણ કરે છે અને ચિદાનંદમય શુદ્ધ આત્માનું ધ્યાન કરે છે ત્યારે આ જીવ અનંત સુખમય ચિંતારહિત મોક્ષગતિમાં જાય છે, અને ત્યાં સમસ્ત કર્મોથી રહિત થઈને હમેશાં અત્યંત શુદ્ધ અવસ્થામાંજ રહે છે.

**ભાવાર્થ**—આ સંસારમાં કોઈ જીવ સુખી અને કોઈ જીવ દુઃખી માલુમ પડે છે. સુખ પુણ્ય કર્મના ઉદયથી મળે છે અને દુઃખ પાપ કર્મના ઉદયથી થાય છે. આ પુણ્ય અને પાપ એ બંનેની ચાર અવસ્થાઓ થાય છે. (૧) તીવ્ર પાપ (૨) સાધારણ પાપ (૩) સાધારણ પુણ્ય (૪) તીવ્ર પુણ્ય. આ ચારેના ઉદયથી ગતિઓ પ્રાપ્ત થાય છે. તીવ્ર પાપથી નરકગતિ, સાધારણ પાપથી તિર્યંચગતિ, પુણ્યથી મનુષ્યગતિ અને અત્યંત પુણ્યથી સ્વર્ગગતિ આ સંસારમાં એ ચારે પ્રકારના પુણ્ય અથવા પાપ કરતા જીવો નજરે પડે છે. તેથી એ ચારે ગતિઓનો નિષેધ કોઈ કરી શકતું નથી. તેથી એ પણ સિદ્ધ થાય છે કે જે લોક સ્વર્ગ અને નરકને માનતા નથી તે ભૂલ ખાય છે તે નિર્વિવાદ છે. જ્યારે મનુષ્યગતિ અને તિર્યંચગતિ આ લોકમાંજ [ પૃથ્વી ઉપરજ ] સ્પષ્ટ દેખાય છે ત્યારે અધિક પુણ્ય પાપના ઉદયથી મળનાર સ્વર્ગ અને નરકગતિ પણ અવશ્ય માનવા પડે છે. તેમને માન્યા સિવાય ચાલે તેમ નથી. ચક્રવર્તી, તિર્થંકર વગેરેને મનુષ્યગતિમાં તીવ્ર પુણ્યનો ઉદય થાય છે, છતાંપણ તે વિશેષ કર્મના ઉદયથી વિશેષ પુણ્યોદય કહેવાય છે. તેવીરીતે આ જીવ પોત પોતાના કર્મના ઉદયથી ચારે ગતિઓમાં પરિભ્રમણ કરે છે. પરંતુ જ્યારે આ જીવ પોતાના શુદ્ધોપયોગ દ્વારા પુણ્યરૂપ અથવા પાપરૂપ કોઈપણ કર્મની બંધ કરતો નથી અને તેજ શુદ્ધોપયોગદ્વારા પોતાનાં પાછલાં કર્મોને નષ્ટ કરી દે છે, ત્યારે આ જીવ સર્વ કર્મોથી રહિત અને અત્યંત શુદ્ધ થઈને મોક્ષમાં જાય છે. અને અનંત કાળસુધી ત્યાં રહે છે. અત્યંત શુદ્ધ થઈ જવાથી તેના રાગદ્વેષ, કષાય વગેરે સમસ્ત વિકારોનો અભાવ થાય છે અને વિકારોના અભાવથી નવીન કર્મોને બંધ કદીપણ થતો નથી, અને નવીન કર્મોનો બંધ થયા સિવાય ફરીથી આ સંસારમાં કદીપણ આવી શકતો નથી. તેવીરીતે તે ( જીવ ) સંસારના પરિભ્રમણથી હમેશ માટે છૂટી જાય છે.

આવીરીતે ગતિઓનું યથાર્થ સ્વરૂપ સમજીને આ જીવે મોક્ષ પ્રાપ્ત કરવાનો ઉપાય કરવો જોઈએ એજ આચાર્યોનો અભિપ્રાય છે.

**હવે પદાર્થોની નિત્યતા અનિત્યતા વિષે કહેવામાં આવે છે—**

પ્રશ્ન—**सर्वे पदार्थाश्चानित्या नित्या वाथ गुरो वद !**

**અર્થ**—હે ગુરો ! આ સંસારના જીવાદિક સર્વે પદાર્થ અનિત્ય છે કે નિત્ય તે કૃપા કરીને કહો.

उत्तर—**सर्वे पदार्थाश्चिदाचित्स्वरूपा भिन्ना ह्यनित्या व्यवहारदृष्ट्या ।**
**निजात्मनो वा निवसंति नित्याः निजस्वभावे परमार्थदृष्ट्या ॥३६॥**
**ज्ञात्वेति पर्यायमतिं विहाय द्रव्यार्थदृष्ट्याऽखिलवस्तुतत्त्वम् ॥**
**गृण्हन्तु भव्याः सुखशांतिमूल कुजन्ममृत्योश्च विनाशनार्थम् ॥३७॥**

**અર્થ**—આ સંસારમાં જીવ, અજીવ, આસ્રવ, બંધ, સંવર. નિર્જરા, મોક્ષ, પુણ્ય અને પાપ વગેરે પદાર્થો છે તે સર્વ પોતાના આત્માથી ભિન્ન [ જુદા ] છે અને વ્યવહારનયથી અનિત્ય છે અને પરમાર્થ દૃષ્ટિથી સર્વ નિત્ય છે અને પોત પોતાના સ્વભાવમાં રહે છે. આ સર્વે પદાર્થોનું આવું સ્વરૂપ સમજીને ભવ્યજીવોએ પોતાની પર્યાય બુદ્ધિનો ત્યાગ કરી દેવો જોઇએ. અને નરક તિર્યંચ વગેરે અશુભ યોનિઓમાં થવાવાળા જન્મમરણને નાશ કરવા માટે સુખ અને શાંતિના કારણ-રૂપ સમસ્ત પદાર્થોનું સ્વરૂપ દ્રવ્યાર્થિક દૃષ્ટિથીજ ગ્રહણ કરવું જોઈએ.

**ભાવાર્થ**—પ્રત્યેક પદાર્થમાં ઉત્પાદ, વ્યય અને ધ્રૌવ્ય એ ત્રણ ગુણ હમેશાં રહેલાજ હોય છે. ઉત્પાદ એટલે ઉત્પન્ન થવું. વ્યય એટલે નાશ થવું. અને ધ્રૌવ્ય એટલે કાયમ રહેવું. જેમકે કપાસનું રૂ બનાવવામાં આવે તો કપાસનો વ્યય થયો. અને રૂનો ઉત્પાદ થયો. પરંતુ કપાસમાં જે જે પરમાણુઓ હતા તેજ રૂમાં પણ રહે છે. તેથી પરમાણુઓ ધ્રૌવ્ય ( કાયમ ) રહ્યા. તેવીજ રીતે જ્યારે રૂનું સુતર બનાવવામાં આવે છે ત્યારે રૂનો નાશ થાય છે પરંતુ તેમાં રૂના પર-માણુઓ તેવાને તેવાજ રહે છે. જ્યારે સુતરનાં વસ્ત્રો બને છે ત્યારે પણ સુતરનો નાશ થાય છે, વસ્ત્ર ઉત્પન્ન થાય છે પરંતુ સુતરના પરમાણુઓ તેવાને તેવાજ રહે છે. જો તે વસ્ત્રનો કોઈપણ કાર્યમાં ઉપયોગ કરવામાં ન આવે તો પણ તે કેટલાંક વર્ષોમાં તો જીર્ણ શીર્ણ [ ફાટેલું ] થઈ જાય છે. તે વસ્ત્ર અમૂકજ મુક્કરર સમયે જીર્ણ થાય છે એમ નથી. પરંતુ પ્રત્યેક સમયે સમયે તેની અવસ્થા બદલાતી રહે છે. તે અવસ્થાનું બદલાવું એજ ઉત્પાદ અને વ્યય છે. અને પદાર્થ તો

તેના તેજ રહે છે. તેથી દરેક પદાર્થમાં પ્રત્યેક સમયમાં ઉત્પાદ, વ્યય અને ધ્રૌવ્ય એ ત્રણે ગુણો કાયમ રહે છે. (હોય છે જ) આ ત્રણે ગુણોમાંથી ઉત્પાદ અને વ્યયની અપેક્ષાએ સમસ્ત પદાર્થ અનિત્ય છે, અને ધ્રૌવ્ય ગુણની અપેક્ષાએ નિત્ય કહેવાય છે. ઉત્પાદ અને વ્યયનું હોવું તે વ્યવહાર દૃષ્ટિ છે અને ધ્રૌવ્ય ગુણનું હોવું તે પરમાર્થદૃષ્ટિ અથવા દ્રવ્યાર્થદૃષ્ટિ છે. તેથીજ ઉપર કહેવામાં આવ્યું છે કે વ્યવહાર દૃષ્ટિથી સમસ્ત પદાર્થ અનિત્ય છે અને પરમાર્થદૃષ્ટિથી સમસ્ત પદાર્થ નિત્ય છે. વ્યવહારદૃષ્ટિથી પદાર્થોનું સ્વરૂપ બદલાતુ રહે છે તેથી તે સ્વરૂપને યથાર્થ કહેવાનું નથી અને તેથીજ મોક્ષપ્રાપ્તિના ઉપાયોમાં તે ત્યાજ્ય છે. તથા પરમાર્થદૃષ્ટિથી પદાર્થોનું સ્વરૂપ બદલાતું નથી, અને એવું ને એવુંજ રહે છે તેથી તે સ્વરૂપને યથાર્થ સ્વરૂપ કહે છે, અને તેથીજ તે ગ્રહણ કરવા યોગ્ય છે. આ જીવની મનુષ્યાદિક પર્યાયો બદલાતી રહે છે તેથી જીવોનું પર્યાયરૂપ સ્વરૂપ વ્યવહાર દૃષ્ટિથીજ કહેવાય છે અને ત્યાગ કરવા યોગ્ય કહેવાય છે. પરંતુ આત્માનું અનંત ચતુષ્ટયરૂપી શુદ્ધ સ્વરૂપ કદી બદલાતું નથી. તેથી આત્માનું તે સ્વરૂપ પરમાર્થદૃષ્ટિથી કહેવામાં આવ્યું છે અને યથાર્થ હોવાથીજ તે ગ્રહણ કરવા યોગ્ય કહેવાય છે. તેથી આચાર્ય મહારાજ કહે છે કે જે જીવ પોતાના આત્માનું કલ્યાણ કરવાની ઇચ્છા રાખે છે તેણે પોતાની મનુષ્યપર્યાય અથવા માનુષ દેહ ઉપર મોહ ન કરવો જોઈએ. ઇષ્ટ અનિષ્ટ સર્વ પદાર્થો ઉપરથી રાગદ્વેષ દૂર કરી પોતે શુદ્ધસ્વરૂપમાં લીન થવું જોઈએ. તેજ મોક્ષપ્રાપ્તિ માટે યથાર્થ ઉપાય છે.

**હવે ઇન્દ્રિયોનું સ્વરૂપ બતાવવામાં આવેછે—**

प्रश्न —**पचेंद्रियाणि भो सन्ति कीदृशानि गुरो वद ?**

**અર્થ**—હે સ્વામી, હવે કહો કે આ પંચેંદ્રિય કેવી છે.

उत्तर —**पिशाचतुल्यानि किलेन्द्रियाणि प्रतिक्षणं दुःखशतप्रदानि ।**

**क्षिप्तुं हि शक्तानि भवार्णवे वं संसारमूलानि दृढात्मकानि ॥२८॥**

**ज्ञात्वेन्द्रियोत्पन्नभवां स्वहानिं त्याज्यानि वा तद्विषयाणि तानि ।**
**अतींद्रियाण्येव शिवप्रदानि ग्राह्याणि भव्यैर्निजराज्यहेतोः ॥३०॥**

**અર્થ**—આ પાંચે ઇન્દ્રિયો પિશાચ સમાન છે. પ્રત્યેક ક્ષણમાં સેંકડો દુઃખ દેવાવાળી છે. આ પાંચે ઇન્દ્રિયો આ જીવને સંસારરૂપી મહાસાગરમાં પરિભ્રમણ કરાવા માટે એકલી સમર્થ છે. અને જન્મ મરણરૂપી સંસારને વધારવાવાળી સંસારની દૃઢ મૂળ છે. તેથી આ ઇન્દ્રિયોથી ઉત્પન્ન થવાવાળી આ પાંચે ઇન્દ્રિયોના વિષયોને પોતાના આત્માની હાનિરૂપ સમજીને ત્યાગ કરી દેવો જોઇએ. અને પોતાના આત્માની શુદ્ધતારૂપી મોક્ષરાજ્ય પ્રાપ્ત કરવા માટે મોક્ષ પ્રાપ્ત કરાવાવાળા આત્માના અતીંદ્રિય શુદ્ધસ્વરૂપને ગ્રહણ કરવું જોઇએ. તેજ ભવ્ય જીવોનું કર્તવ્ય છે.

**ભાવાર્થ**—આ જીવ અનાદિકાલથી ઇન્દ્રિયોને વશ થઈ રહ્યો છે તથા ઇન્દ્રિયોને વશીભૂત થવાથીજ આ જીવને નરકનિગોદમાં દુઃખ સહન કરવાં પડે છે. જો દૈવયોગે મનુષ્ય આદિ ઉત્તમ પર્યાય પ્રાપ્ત થાય છે તો ત્યાં પણ ઇન્દ્રિયોના વિષયોની વાંચ્છાને લીધે આ જીવને અનેક પ્રકારનાં દુઃખ ભોગવવા પડે છે. આથી એટલી વાત તો સહેજે સમજી શકાય છે કે આ જીવ આ સંસારમાં પરિભ્રમણ કરતાં અનેક દુઃખો ભોગવી રહ્યો છે. તેનું મુખ્ય કારણ તો આ ઇન્દ્રિયોનું વિષય સેવન જ છે. જો આ જીવ આ નરકાદિકનાં દુઃખોથી બચવાની ઇચ્છા રાખતો હોય તો તેણે આ ઇન્દ્રિયોના વિષય સેવનનો સર્વથા ત્યાગ કરી દેવો જોઇએ અને મોક્ષનું અનંતસુખ પ્રાપ્ત કરવા માટે આત્માના શુદ્ધ સ્વરૂપનું ચિંતવન કરવું જોઇએ. તેથીજ મોક્ષ સુખની પ્રાપ્તિ થઇ શકે છે.

હવે સંસારના પરિભ્રમણનો કાળ બતાવવામાં આવે છે—

પ્રશ્ન—**संसारं वसतः कालो व्यतीतो वद मे कियान् ?**

**અર્થ**—હે ભગવાન્ ! હવે એટલું કહો કે આ સંસારમાં વસતાં વસતાં મેં કેટલો વખત ગુમાવ્યો છે.

उत्तर —संसारसिंधौ विषमव्यथादे विपत्प्रकीर्णे वसतो हि नित्यम् ।
कालो ह्यनंतश्च गतः कुबोधात्ततो यदि त्वं स्वहितं प्रकर्तुम् ॥४०॥
त्यक्तुं स्पृहां वांच्छसि मोक्षमार्गं गन्तुं प्रमाणं वचनं गुरोर्वै ।
तथा विभावं भवदं विहाय कुरु स्वभावे स्थिरतां सुबोधात् ॥४१॥

**અર્થ**—હે આત્મન્ ! આ સંસારરૂપી સમુદ્ર અનેક ઘોરદુઃખોથી અને અનેક વિપત્તિઓથી ભરપૂર છે. તેમાં આપણા મિથ્યાજ્ઞાનને લીધે પરિભ્રમણ કરતાં મારે અનંતાનંત કાળ વ્યતીત કરવો પડ્યો છે. તેથી હવે જો તું તારા આત્માનુ હિત કરવાની ઈચ્છા રાખતો હોય, તારી સંસારિક ઇચ્છાઓને દૂર કરવાની ઈચ્છા રાખતો હોય, મોક્ષમાં જવાની ઈચ્છા રાખતો હોય, તો સૌથી પહેલાં ગુરૂઓનાં વચન પ્રમાણ માનીને પોતાના સમ્યગ્જ્ઞાનદ્વારા સંસારના મહાન દુઃખ દેવાવાળા વિભાવ ભાવોનો ત્યાગ કરી પોતાના સ્વભાવમાં સ્થિરતા ધારણ કરવી જોઇએ.

**ભાવાર્થ**—હે આત્મા, આ સમયે તારા આત્મામાં ક્રોધ, માન, માયા, અને લોભ એ ચારે કષાયોની સત્તા વિદ્યમાન છે. આ કષાયોની સત્તા અથવા તો ઉદય પહેલાં બાંધેલ મોહનીયકર્મના ઉદયથી થાય છે, તથા તે મોહનીયકર્મ કષાયોના નિમિત્તથીજ બંધાય છે અને તે મોહનીય કર્મને બાંધવાવાળી કષાયો પણ તેનાથી પહેલાં બંધાએલ મોહનીય કર્મના ઉદયથી પ્રગટ થાય છે. આવીરીતે પરંપરાપૂર્વક વિચાર કરવાથી એટલું તે સિદ્ધ થાય છે કે આ જીવ અનાદિકાળથી આ કર્મોથી તથા કષાયોથી ફસાએલો છે, અર્થાત્ અનાદિકાળથી આ જીવ આ સંસારમાં પરિભ્રમણ કરી રહ્યો છે. આ કાળને ટુંકમાં અનંતાનંત કાળ કહે છે. જો તું તે કષાયોને દૂર નહિ કરે તો હવે પછી પણ અનંતાનંત કાળસુધી આ સંસારમાં પરિભ્રમણ કરતો રહીશ. તેથી જો તું પોતાના આત્માનું કલ્યાણ કરવાની ઈચ્છા રાખતો હોય અથવા મોક્ષ પ્રાપ્ત કરવા ઇચ્છતો હોય તો આ કષાયોનો ત્યાગ કર. આ કષાય જ વિભાવ ભાવ છે, અને તે જ સંસારમાં પરિભ્રમણ કરવાવાળા છે તેથી તેનો ત્યાગ કરી પોતાના આત્માના શુદ્ધ સ્વરૂપમાં લીન થઇશ ત્યારે જ તને અનંતસુખ દેવાવાળી મોક્ષની પ્રાપ્તી થઇ શકશે. એજ એનો અભિપ્રાય છે અને એજ ગુરૂનું વચન છે.

**હવે સંસારનાં દુઃખોથી દુઃખી થવા છતાંપણ તેમને આધીન રહેવાનું કારણ બતાવવામાં આવે છે—**

પ્રશ્ન—**परैश्च पीडितो जीवस्तदाधीनो भवेत्कथम् ?**

**અર્થ**—હે ભગવાન્ ! કુટુંબ વગેરે દ્વારા દુઃખી હોવા છતાં આ જીવ તેમને આધીન કેમ રહે છે.

ઉત્તર—**कुटुंबवर्गैः परिपीडितोऽपि देवैर्मनुष्यैः पशुभिश्च भूतैः ।**
**भीमे भवाब्धौ परिपातितेपि दुःखप्रदे प्राणहरे वनादौ ॥४२॥**
**तथापि तेषां खलु पृष्ठलग्ना जीवा भवन्तीह विभावबुद्धेः ।**
**ततः प्रभो ! त्वां विनयेन याचे विभावबुद्धिं हर मे कृपाब्धे ! ॥४३॥**

**અર્થ**—સાંભળો ! આ સંસારી જીવ પોતાના કુટુંબીજનોદ્વારા દુઃખી થાય છે. દેવ, મનુષ્ય, ભૂત, પિશાચ વગેરે દ્વારા દુઃખી થાય છે. તથા અનેક જીવોના પ્રાણ હરણ કરવાવાળા અને મહાદુઃખ આપવાવાળા વિકટ નિર્જન વનમાં છોડીદેવાય છે અને મહાભયંકર એવા આ સંસારરૂપી ઘોર સમુદ્રમાં ફેંકી દેવાય છે. તો પણ આ સંસારી જીવ તેજ કુટુંબીજનોની પાછળ લાગ્યો રહે છે તથા તેજ દેવ, મનુષ્યાદિની પાછળ લાગ્યો રહે છે, અને અનેક રીતે તેમની સેવા ઉઠાવે છે. આ સર્વ તેની વિભાવબુદ્ધિનું કારણ છે. વિભાવરૂપ બુદ્ધિ અથવા વિપરીતબુદ્ધિ હોવાથી જ તેમ કરે છે. તેથી હે ભગવાન ! હે કૃપાસાગર ! આપ મારી આ વિભાવ બુદ્ધિને દૂર કરો. આજ હું આપની પાસે વિનમ્રપણે અરજ કરૂં છું.

**ભાવાર્થ**—આ સંસારમાં વિભાવબુદ્ધિ અથવા વિભાવરૂપ પરિણામો દુઃખ દેવાવાળા છે, વિભાવરૂપ પરિણામો હોવાથીજ આ જીવ પોતાના હિત અહિતને ભૂલી જાય છે. અને વિપરીત બુદ્ધિને ધારણ કરીને દુઃખ દેવાવાળા કામોમાં (વિષયોમાં) જ રચ્યો પચ્યો રહે છે. જો કે કુટુંબી લોકો હમેશાં તેને દુઃખ દેતા રહે છે તો પણ તેમને માટે આ જીવ અનેક

પ્રકારના પાપ ઉત્પન્ન કરે છે. કુટુંબીઓને માટે જ આ જીવ હિંસા કરે છે. અનેક પ્રકારે જુઠ બોલે છે, ચોરી કરે છે અને અનેક પ્રકારના પરિગ્રહોનો સંચય કરે છે. આ પરિગ્રહોનો ઉપભોગ તો સર્વ કુટુંબી જનોજ કરે છે, પરંતુ તે પાપના ફલથી નરક નિગોદમાં તો આ જીવને એકલાને જ જવું પડે છે. આ સર્વ બાબત સમજતા હોવા છતાં પણ આ સંસારી જીવ આ કુટુંબનો ત્યાગ કરી શકતો નથી. આ વિભાવબુદ્ધિનું મોહરૂપમાં પરિણમવાનું જ કારણ પરિણામ છે. આ વિભાવરૂપી બુદ્ધિનો નાશ થવાથી સમ્યગ્દર્શનની પ્રાપ્તિ થાય છે. આત્મા આ સ્વરૂપને ઓળખવા માંડે છે અને પછી સહેલાઈથી પોતાના આત્માનું કલ્યાણ કરે છે.

## હવે શરીર ઉપર મોહ અથવા મમત્વ ન કરવાનો ઉપદેશ દેવામાં આવે છે—

**પ્રશ્ન—ममता क्व न कार्या भो गुरो मे वद साम्प्रतम् ॥**

**અર્થ**—હે સ્વામી, અમારે મોહ અથવા મમતા ક્યાં ન કરવી જોઈએ તે કૃપા કરીને કહો.

**ઉત્તર—सप्तधातुमये काये बीभत्से च विरूपके । स्वर्मोक्षरोधकेऽनित्ये मलमूत्रभृतेऽशुचौ ॥४४॥**
**जरातंकभयाकीर्णे रागद्वेषविवर्द्धके । न कार्या ममता भव्यैः स्वर्मोक्षसुखवाञ्छकैः ॥४५॥**

**અર્થ**—આ શરીર લોહી, હાડકાં, માંસ, પરૂ વગેરે સાત દુર્ગંધમય ધાતુઓનું બનેલુ છે અને તેથીજ તે ઘૃણાસ્પદ અને કુરૂપી છે, સ્વર્ગ મોક્ષનાં સાધનોને રોકવાવાળું છે, અનિત્ય છે, અનેક પ્રકારના ભય, ઘડપણ તથા મૃત્યુથી ઘેરાએલ છે અને રાગદ્વેષને વધારવાવાળું છે, આવીરીતે શરીરના વાસ્તવિક સ્વરૂપનો વિચાર કરી સ્વર્ગમોક્ષની ઈચ્છા કરવાવાળા ભવ્ય જીવોએ આવા શરીર ઉપર કદી મમત્વ કરવો ન જોઈએ.

**ભાવાર્થ**—આ સંસારી જીવો પોતાના શરીર ઉપર અધિક મમત્વ કરે છે પરંતુ આ શરીર અવશ્ય નષ્ટ થવાવાળું છે, અત્યંત અપવિત્ર છે, મળ, મૂત્ર, કફ, લોહી, વગેરે ઘૃણિત પદાર્થોથી ભરપુર છે. તથા આ જીવને સ્વર્ગમોક્ષ માટે પ્રયત્ન કરવામાં અડચણરૂપ છે. તેથી આચાર્ય મહારાજ કહે છે કે સ્વર્ગમોક્ષની ઈચ્છા કરવાવાળા ભવ્યજીવોએ આવા શરીર ઉપર

કદી મમત્વ કરવો ન જોઇએ, મમત્વનો ત્યાગ કરી તપશ્ચરણ કરવું જોઈએ જેથી અનંતસુખ આપવાવાળા મોક્ષની પ્રાપ્તિ થાય. એજ આ જીવને માટે કલ્યાણકારી હિતકર છે.

**હવે મમત્વ કયાં કયાં રાખવો જોઇએ તે કહેવામાં આવે છે—**

प्रश्न— **क ममत्वं प्रभो कार्यं वद मे शान्तिहेतवे ॥**

**અર્થ**—હે પ્રભો ! શાન્તિ પ્રાપ્ત કરવા માટે આ આત્માએ કયાં કયાં મમત્વ કરવો જોઇએ.

उत्तर— **श्रीदे स्वधर्मे गुरुदेवशास्त्रे कार्यं ममत्वं व्यवहारदृष्ट्या ॥**

**स्वानन्दसाम्राज्यपदं पवित्रं कार्यं ममत्वं परमार्थदृष्ट्या ॥४६॥**

**અર્થ**—વ્યવહારદૃષ્ટિથી જોતાં તો આ જીવે અંતરંગ અને બહિરંગ લક્ષ્મી આપવાવાળા અહિંસામય ધર્મમાં તથા દેવ, શાસ્ત્ર, ગુરૂમાં મમત્વ કરવો જોઇએ અને પરમાર્થ દૃષ્ટિથી જોતાં અત્યંત પવિત્ર એવા પોતાના આત્માથી ઉત્પન્ન થવાવાળા અનંતસુખરૂપી સામ્રાજ્યના સ્થાનમાં અથવા આત્માની શુદ્ધાવસ્થામાં મમત્વ કરવો જોઇએ.

**ભાવાર્થ**—આ સંસારમાં અરહંત દેવ, અરહંત દેવ કથિત ધર્મ, અરહંતદેવ કથિત શાસ્ત્ર, નિર્ગ્રંથ ગુરૂ એ ચારે પદાર્થો આ જીવને સુખ આપવાવાળા છે. એ ચાર પદાર્થોજ મંગળરૂપ છે. અને એ ચાર પદાર્થોજ આ જીવને માટે શરણભૂત છે. તેથી આ સંસારી જીવોએ તેમનીજ આરાધના કરવી જોઈએ. તેમની સેવા અથવા પૂજા કરવી જોઈએ અને જે જે કાર્યોથી તે ઉચ્ચપદ પામ્યા છે તે તે સર્વ કાર્ય કરવાં જોઈએ. એજ એમનું મમત્વ છે પરંતુ પરમાર્થદૃષ્ટિથી આરાધના કરવાવાળો જીવ જ્યારે ઉચ્ચપદ પામે છે ત્યારે તેની આરાધના કરવી પણ છુટી જાય છે અને તે પોતાના શુદ્ધ આત્માથી ઉત્પન્ન થવાવાળા અનંતસુખમાં લીન થઇ જાય છે. પરમાર્થદૃષ્ટિથી આજ એતું મમત્વ છે, અથવા મમત્વનું એક રૂપક છે.

## હવે અભિમાનનો નિષેધ કરવામાં આવે છે—

પ્રશ્ન — **गर्वः कस्यैव कार्यो न कार्यो वा वद मे गुरो ?**

**અર્થ**—હે સ્વામી, આ સંસારમાં શાનો અભિમાન કરવો જોઈએ અને શાનો નહિ તે કહો.

ઉત્તર — **कीर्तेश्च शक्तेर्धनयौवनादेः बुद्धेश्च भक्तेः प्रियबांधवादेः ।**
**कुलस्य जातेर्वपुषोपदानां स्वप्नेऽपि गर्वो न कदापि कार्यः ॥४७॥**
**स्वात्मानुभूतेः शिवसौख्यदात्र्याः क्रमेण संपूर्णपदप्रदात्र्याः ।**
**क्षमाकृपाशान्तिदयादिकानां ममेति गर्वः सुतरां सुकार्यः ॥४८॥**

**અર્થ**—આ સંસારમાં કીર્તિ, ધન, યૌવન, બુદ્ધિ, ભક્તિ ભાઈબંધુ વગેરે કુટુંબીજનો કુલ, જાતિ, શરીર, અને રાજા મહારાજા આદિ પદવીઓનો સ્વપ્નમાં પણ અભિમાન ન કરવો જોઈએ. અને મોક્ષસુખે આપવાવાળી અને અનુક્રમે ઇન્દ્ર ચક્રવર્તી આદિ મહાન પદવી આપવાવાળી, પોતાના શુદ્ધ આત્માથી ઉત્પન્ન થવાવાળી અનુભૂતિ તથા ક્ષમા, કૃપા, શાંતિ દયા વગેરે આત્માના ધર્મ મારાજ છે બીજા કોઈ ધર્મીના નથી. મારે એનું પાલન પૂર્ણરીતે કરવુંજ જોઈએ. આવા પ્રકારનું સ્વાભિમાન અવશ્ય રાખવું જોઈએ.

**ભાવાર્થ**—કીર્તિ, બળ, ધન, યૌવન, કુટુંબ, કુલ, જાતિ શરીર વગેરે જેટલા સંસારિક સુખ આપવાવાળા પદાર્થો છે તે સર્વ અનિત્ય છે. નાશ પામવાવાળા છે, તેથી તેનો અભિમાન કરવો તદ્દન વ્યર્થ છે. તેનો ગર્વ કરવાથી તેના ઉપર મોહ વધે છે અને મોહ વધવાથી આત્માને સંસારમાં પરિભ્રમણ કરવું પડે છે. તેથી તેનો અભિમાન કદી ન કરવો જોઈએ. દયા ક્ષમા, શાંતિ અને સ્વાત્માનુભૂતિ એજ આત્માના ગુણો છે. તે ગુણો આત્માની સાથે શાશ્વત રહેવાવાળા છે અને આત્માનુ કલ્યાણ કરવાવાળા છે. તેથી તેમને પોતાનાજ માનીને સારીરીતે પાલન કરીને અપનાવવામાં અભિમાન માનવું જોઈએ જેથી તે સર્વ ગુણો આત્મામાં સારી પેઠે પ્રગટ થાય.

હવે ભોગોપભોગનું સ્વરૂપ કહેવાય છે—

પ્રશ્ન— **भोगाश्च कीदृशाः सन्ति वद मे मोहशान्तये ॥**

**અર્થ**—હે ભગવાન્ ! મારો મોહ-મમતા શાંત કરવા માટે ભોગોપભોગોના સ્વરૂપનું નિરૂપણ કરો.

ઉત્તર— **भोगोपभोगवस्त्वाद्या शंपासमसुचंचलाः ॥**
**गजाश्वहर्म्यराज्याद्यास्तृणास्थितपयः समाः ॥४९॥**

**અર્થ**—આ સંસારમાં હાથી, ઘોડા, ભવન, રાજ્ય વગેરે ભોગોપભોગના જેટલા પદાર્થો છે તે સર્વ વિજળીની માફક તદ્દન ચંચળ છે અથવા તૃણના છેડા પર રહેલ પાણીના ટીપાની માફક અવશ્ય નાશ પામવાવાળા છે.

**ભાવાર્થ**—આ સંસારી પ્રાણી ભોગોપભોગના પદાર્થો પ્રાપ્ત કરવાની, એકઠી કરવાની અને તેના ઉપભોગની હમેશાં લાલસા કરે છે. તથા તે મેળવવા તથા તેના ઉપભોગ માટે અનેક પ્રકારના પાપ ઉત્પન્ન કરી નરકાદિકનાં ઘોરાતિઘોર દુઃખ સહન કરે છે. પરંતુ તે ભોગોપભોગના સર્વ પદાર્થો પુણ્યકર્મના ઉદય સિવાય મળી શકતા નથી. અને જો પુણ્યકર્મના ઉદયથી પ્રાપ્ત થાય તો પણ તે ટકવા મુશ્કેલ છે. કેમકે તે વિજળીની માફક ક્ષણભંગુર છે. અવશ્ય નાશ પામે છે. આમ સમજીને તેમની ઇચ્છા કદીપણ કરવી ન જોઈએ. તેમનો ત્યાગ કરી અથવા તેમનાથી વિરક્ત થઈ તપશ્ચરણ કરવું જોઈએ. જેથી અનંતસુખની જલ્દી પ્રાપ્તિ થાય.

હવે સંસારનું સ્વરૂપ કહેવાય છે—

પ્રશ્ન—**भवार्णवो गुरो ! लोके कीदृशोस्ति तदाधुना ?**

હે ભગવાન્ ! હવે કૃપા કરીને એટલું કહો કે આ લોકમાં આ સંસારરૂપી સમુદ્ર કેવો છે.

ઉત્તર—**वियोगरोगदुःखेन समाकीर्णो भवार्णवः । आशाचिंतातरंगाश्च यत्र सन्ति प्रतिक्षणम् ॥५०॥**
**तत्रासाम्येन मूढाश्च मत्ता इव भ्रमन्ति वै । ज्ञात्वेति लक्षणं तस्य यतन्तां [illegible]णाय च ॥५१॥**

**અર્થ**—આ સંસારમાં અનેક પ્રકારના રોગોનાં દુઃખ પ્રાપ્ત થાય છે, અને અનેક પ્રકારના ઇષ્ટવિયોગ અથવા અનિષ્ટ સંયોગનાં દુઃખ પણ પ્રાપ્ત થાય છે. આ સંસારરૂપી મહાસાગર આવા પ્રકારના અનેક દુઃખોથી ભરપૂર છે. તથા આશા તથા ચિંતાની લહેરે ક્ષણેક્ષણે વહે છે. આવા આ દુઃખદ સંસારમાં આ અજ્ઞાની સંસારી જીવ સમતારૂપી પરિણામો ધારણ ન કરવાને લીધે મદોન્મત્ત થઇને પરિભ્રમણ કર્યા કરે છે. આવીરીતે આનુ સ્વરૂપ સમજ્યા પછી આ સંસારરૂપી સમુદ્રને સુકાવવા માટે પ્રયત્ન કરવો જોઈએ. સંસારમાંથી બચવાનો પ્રયત્ન કરવો જોઈએ.

**ભાવાર્થ**—આ સંસારમાં રોગ, શોક, ભય, ઇષ્ટવિયોગ, અનિષ્ટસંયોગ વગેરે અનેક પ્રકારના દુઃખ ભરેલાં છે. પરંતુ સમતા ધારણ કરવાથી તે સર્વ રોગો—દુઃખો દૂર થાય છે. કેમકે જેટલાં દુઃખ થાય છે તે રાગદ્વેષને લીધેજ થાય છે. પરંતુ સમતા ધારણ કરવાથી તો ઇષ્ટ અને અનિષ્ટ સર્વ સરખાં માનવાં પડે છે. સર્વ ઉપરથી રાગદ્વેષ છોડવો પડે છે. પછી કોઈ પ્રકારનું દુઃખ ઉત્પન્ન થતું નથી. તેથી આ જીવે સમતા ધારણ કરી આ દુઃખદ સંસારમાંથી પાર ઉતરવા પ્રયત્ન કરવો જોઇએ અને આત્મજન્ય અનંત સુખની પ્રાપ્તી કરી લેવી જોઈએ.

## હવે પરિગ્રહનું સ્વરૂપ કહેવાય છે—

પ્રશ્ન—**कीदृशो विधते संगः चिन्हं वा तस्य कीदृशम् ?**

હે સ્વામી, પરિગ્રહ કેવો છે તેનું સ્વરૂપ કૃપા કરીને કહો.

ઉત્તર—**अन्तर्बहिर्भेदकृताद्द्विभेदः कषायरूपे धनधान्यरूपः ।**

**ममत्वचिन्हो नरकप्रदो वै संसारहेतुः कलहस्य केतुः ॥५२॥**

**ज्ञात्वेति संगस्य स्वरूपमीदक् त्यक्त्वा ममत्वं धनधान्यकादिम् ।**

**निःसंगरूपं सुखदं पवित्रं ध्यायन्तु शुद्धं च निजात्मरूपम् ।५३॥**

**અર્થ**—પરિગ્રહના બે ભેદ છે. અંતરંગ અને બહિરંગ. અંતરંગ પરિગ્રહ કષાયરૂપ છે. અને બહિરંગ પરિગ્રહ

ધનધાન્યરૂપ છે. મમત્વ એનું ચિન્હ છે, આ પરિગ્રહથી નરકમાં જવું પડે છે, સંસાર વધે છે, અને કલહ પણ વધે છે મતલબ કે આ પરિગ્રહ કલહ ઉત્પન્ન કરવામાં કેતુ સમાન છે. આવીરીતે પરિગ્રહનું સ્વરૂપ સમજીને મમત્વ અને ધનધાન્યાદિક સર્વનો ત્યાગ કરી દેવો જોઈએ અને સમસ્ત પરિગ્રહોથી રહિત તથા સુખશાંતિ આપવાવાળા અને પવિત્ર એવા આપણા આત્માનું ધ્યાન કરવું જોઈએ. આત્માને તપાસવો જોઈએ.

**ભાવાર્થ**—સ્ત્રી, પુત્ર, ધન, ધાન્ય, વગેરેમાં જે મોહ છે, આ મારૂં છે અને હું એનો છું આવા પ્રકારના જે પરિણામ થાય છે તેને પરિગ્રહ કહે છે. મોહરૂપી પરિણામો થવાથીજ ધનધાન્યાદિકનો સંગ્રહ કરવો પડે છે. તેથી બાહ્ય પરિગ્રહમાં અંતરંગ પરિગ્રહ પણ કારણરૂપ છે. અંતરંગ પરિગ્રહ વિના બાહ્ય પરિગ્રહનો સંગ્રહ કદીપણ થઈ શકતો નથી. જે બાહ્ય પરિગ્રહનો સંપૂર્ણ અભાવ હોય અને જો તે અભાવ ઈચ્છાપૂર્વકજ થયો હોય તો અવશ્ય કહેવું જોઈએ કે તેમાં અંતરંગ પરિગ્રહનો પણ અભાવ છે. તેથી સૌથી પહેલાં તો આ જીવે અંતરંગ પરિગ્રહનો ત્યાગ કરવો જોઈએ. અંતરંગ પરિગ્રહનો ત્યાગ થવાથી બાહ્ય પરિગ્રહનો ત્યાગ અવશ્ય થઈ જાય છે. આવીરીતે આ જીવે અંતરંગ પરિગ્રહનો ત્યાગ કરી પોતાના આત્માના શુદ્ધ સ્વરૂપનું ચિંતવન કરતા રહેવું જોઈએ, જેથી અનંતસુખની પ્રાપ્તિ જલદી થાય.

**હવે કરવા અને ન કરવા જેવી વાતચીતનું સ્વરૂપ કહેવામાં આવે છે—**

પ્રશ્ન - **का वार्ता च गुरो कार्या का त्याज्या वद मेऽधुना ?**

**અર્થ**—હે સ્વામી ! હવે કૃપા કરીને કહો કે કેવી વાતચીત કરવી જોઈએ અને કેવા વાતચીતનો ત્યાગ કરવો જોઈએ.

ઉત્તર—**त्याज्या मिथः क्षोभकरा ह्ययोग्या पापप्रदा लौकिकलोकवार्ता ॥**
**क्वचित्तथा कार्यवशाद्धि कार्या विद्युत्समा किल्विषपुण्यवार्ता ॥५४॥**
**कार्या सदाऽलौकिकलोकवार्ता शांतिप्रदा भ्रांतिहरा क्षमादा ॥**
**यतः सदा स्वात्मनि चैव चात्मा कुर्यात्स्थितिं स्वात्मरसे सुतृप्तिम् ॥५५॥**

હવે અભિમાનનો નિષેધ કરવામાં આવે છે—

પ્રશ્ન — **गर्वः कस्यैव कार्यो न कार्यो वा वद मे गुरो ?**

**અર્થ**—હે સ્વામી, આ સંસારમાં શાનો અભિમાન કરવો જોઈએ અને શાનો નહિ તે કહો.

ઉત્તર — **कीर्तेश्च शक्तेर्धनयौवनादेः वृद्धेश्च भक्तेः प्रियबांधवादेः ।**
**कुलस्य जातेर्वपुषोपदानां स्वप्नेऽपि गर्वो न कदापि कार्यः ॥४७॥**
**स्वात्मानुभूतेः शिवसौख्यदात्र्याः क्रमेण संपूर्णपदप्रदात्र्याः ।**
**क्षमाकृपाशान्तिदयादिकानां ममेति गर्वः सुतरां सुकार्यः ॥४८॥**

**અર્થ**—આ સંસારમાં કીર્તિ, ધન, યૌવન, બુદ્ધિ, ભક્તિ ભાઈબંધુ વગેરે કુટુંબીજનો કુલ, જાતિ, શરીર, અને રાજા મહારાજા આદિ પદવીઓનો સ્વપ્નમાં પણ અભિમાન ન કરવો જોઈએ. અને મોક્ષસુખ આપવાવાળી અને અનુક્રમે ઇન્દ્ર ચક્રવર્તી આદિ મહાન પદવી આપવાવાળી, પોતાના શુદ્ધ આત્માથી ઉત્પન્ન થવાવાળી અનુભૂતિ તથા ક્ષમા, કૃપા, શાંતિ દયા વગેરે આત્માના ધર્મ મારાજ છે બીજા કોઈ ધર્મીના નથી. માટે એનું પાલન પૂર્ણરીતે કરવુંજ જોઈએ. આવા પ્રકારનું સ્વાભિમાન અવશ્ય રાખવું જોઈએ.

**ભાવાર્થ**—કીર્તિ, બળ, ધન, યૌવન, કુટુંબ, કુલ, જાતિ શરીર વગેરે જેટલા સંસારિક સુખ આપવાવાળા પદાર્થો છે તે સર્વ અનિત્ય છે. નાશ પામવાવાળા છે, તેથી તેનો અભિમાન કરવો તદ્દન વ્યર્થ છે. તેનો ગર્વ કરવાથી તેના ઉપર મોહ વધે છે અને મોહ વધવાથી આત્માને સંસારમાં પરિભ્રમણ કરવું પડે છે. તેથી તેનો અભિમાન કદી ન કરવો જોઈએ. દયા ક્ષમા, શાંતિ અને સ્વાત્માનુભૂતિ એજ આત્માના ગુણો છે. તે ગુણો આત્માની સાથે શાશ્વત રહેવાવાળા છે અને આત્માનુ કલ્યાણ કરવાવાળા છે. તેથી તેમને પોતાનાજ માનીને સારીરીતે પાલન કરીને અપનાવવામાં અભિમાન માનવું જોઈએ જેથી તે સર્વ ગુણો આત્મામાં સારી પેઠે પ્રગટ થાય.

**હવે ભોગોપભોગનું સ્વરૂપ કહેવાય છે—**

પ્રશ્ન— **भोगाश्च कीदृशाः सन्ति वद मे मोहशान्तये ॥**

**અર્થ**—હે ભગવાન્ ! મારો મોહ-મમતા શાંત કરવા માટે ભોગોપભોગોના સ્વરૂપનું નિરૂપણ કરો.

ઉત્તર—**भोगोपभोगवस्त्वाद्या शंपासमसुचंचलाः ॥**
**गजाश्वहर्म्यराज्याद्यास्तृणास्थितपयः समाः ॥४९॥**

**અર્થ**—આ સંસારમાં હાથી, ઘોડા, ભવન, રાજ્ય વગેરે ભોગોપભોગના જેટલા પદાર્થો છે તે સર્વ વિજળીની માફક તદ્દન ચંચળ છે અથવા તૃણના છેડા પર રહેલ પાણીના ટીપાની માફક અવશ્ય નાશ પામવાવાળા છે.

**ભાવાર્થ**—આ સંસારી પ્રાણી ભોગોપભોગના પદાર્થો પ્રાપ્ત કરવાની, એકઠી કરવાની અને તેના ઉપભોગની હમેશા લાલસા કરે છે. તથા તે મેળવવા તથા તેના ઉપભોગ માટે અનેક પ્રકારના પાપ ઉત્પન્ન કરી નરકાદિકનાં ઘોરાતિઘોર દુઃખ સહન કરે છે. પરંતુ તે ભોગોપભોગના સર્વ પદાર્થો પુણ્યકર્મના ઉદય સિવાય મળી શકતા નથી. અને જો પુણ્યકર્મના ઉદયથી પ્રાપ્ત થાય તો પણ તે ટકવા મુશ્કેલ છે. કેમકે તે વિજળીની માફક ક્ષણભંગુર છે. અવશ્ય નાશ પામે છે. આમ સમજીને તેમની ઇચ્છા કદીપણ કરવી ન જોઈએ. તેમનો ત્યાગ કરી અથવા તેમનાથી વિરક્ત થઇ તપશ્ચરણ કરવું જોઈએ. જેથી અનંતસુખની જલ્દી પ્રાપ્તિ થાય.

**હવે સંસારનું સ્વરૂપ કહેવાય છે—**

પ્રશ્ન—**भवार्णवो गुरो ! लोके कीदृशोऽस्ति तदाधुना ?**

હે ભગવાન્ ! હવે કૃપા કરીને એટલું કહો કે આ લોકમાં આ સંસારરૂપી સમુદ્ર કેવો છે.

ઉત્તર—**वियोगरोगदुःखेन समाकीर्णो भवार्णवः । आशाचिंतातरंगाश्च यत्र सन्ति प्रतिक्षणम् ॥५०॥**
**तत्रासाम्येन मूढाश्च मत्ता इव भ्रमन्ति वै । ज्ञात्वेति लक्षणं तस्य यतन्तां शोषणाय च ॥५१॥**

**અર્થ**—આ સંસારમાં અનેક પ્રકારના રોગોનાં દુઃખ પ્રાપ્ત થાય છે, અને અનેક પ્રકારના ઇષ્ટવિયોગ અથવા અનિષ્ટ સંયોગનાં દુઃખ પણ પ્રાપ્ત થાય છે. આ સંસારરૂપી મહાસાગર આવા પ્રકારના અનેક દુઃખોથી ભરપૂર છે. તથા આશા તથા ચિંતાની લહેરે ક્ષણેક્ષણે વહે છે. આવા આ દુઃખદ સંસારમાં આ અજ્ઞાની સંસારી જીવ સમતારૂપી પરિણામો ધારણ ન કરવાને લીધે મદોન્મત્ત થઇને પરિભ્રમણ કર્યા કરે છે. આવીરીતે આનુ સ્વરૂપ સમજ્યા પછી આ સંસારરૂપી સમુદ્રને સુકાવવા માટે પ્રયત્ન કરવો જોઈએ. સંસારમાંથી બચવાનો પ્રયત્ન કરવો જોઇએ.

**ભાવાર્થ**—આ સંસારમાં રોગ, શોક, ભય, ઇષ્ટવિયોગ, અનિષ્ટસંયોગ વગેરે અનેક પ્રકારના દુઃખ ભરેલાં છે. પરંતુ સમતા ધારણ કરવાથી તે સર્વ રોગો–દુઃખો દૂર થાય છે. કેમકે જેટલાં દુઃખ થાય છે તે રાગદ્વેષને લીધેજ થાય છે. પરંતુ સમતા ધારણ કરવાથી તો ઇષ્ટ અને અનિષ્ટ સર્વ સરખાં માનવાં પડે છે. સર્વ ઉપરથી રાગદ્વેષ છોડવો પડે છે. પછી કોઇ પ્રકારનું દુઃખ ઉત્પન્ન થતું નથી. તેથી આ જીવે સમતા ધારણ કરી આ દુઃખદ સંસારમાંથી પાર ઉતરવા પ્રયત્ન કરવો જોઇએ અને આત્મજન્ય અનંત સુખની પ્રાપ્તી કરી લેવી જોઈએ.

## હવે પરિગ્રહનું સ્વરૂપ કહેવાય છે—

પ્રશ્ન—**कीदृशो विधते संगः चिन्हं वा तस्य कीदृशम् ?**

હે સ્વામી, પરિગ્રહ કેવો છે તેનું સ્વરૂપ કૃપા કરીને કહો.

ઉત્તર—**अन्तर्बहिर्भेदकृताद्द्विभेदः कषायरूपं धनधान्यरूपः ।**
**ममत्वचिन्हो नरकप्रदो वै संसारहेतुः कलहस्य केतुः ॥५२॥**
**ज्ञात्वेति संगस्य स्वरूपमीदृक् त्यक्त्वा ममत्वं धनधान्यकादिम् ।**
**निःसंगरूपं सुखदं पवित्रं ध्यायन्तु शुद्धं च निजात्मरूपम् ।५३॥**

**અર્થ**—પરિગ્રહના બે ભેદ છે. અંતરંગ અને બહિરંગ. અંતરંગ પરિગ્રહ કષાયરૂપ છે. અને બહિરંગ પરિગ્રહ

ધનધાન્યરૂપ છે. મમત્વ એનું ચિન્હ છે, આ પરિગ્રહથી નરકમાં જવું પડે છે, સંસાર વધે છે, અને કલહ પણ વધે છે મતલબ કે આ પરિગ્રહ કલહ ઉત્પન્ન કરવામાં કેતુ સમાન છે. આવીરીતે પરિગ્રહનું સ્વરૂપ સમજીને મમત્વ અને ધનધાન્યાદિક સર્વનો ત્યાગ કરી દેવો જોઈએ અને સમસ્ત પરિગ્રહોથી રહિત તથા સુખશાંતિ આપવાવાળા અને પવિત્ર એવા આપણા આત્માનું ધ્યાન કરવું જોઈએ. આત્માને તપાસવો જોઈએ.

**ભાવાર્થ**—સ્ત્રી, પુત્ર, ધન, ધાન્ય, વગેરેમાં જે મોહ છે, આ મારૂં છે અને હું એનો છું આવા પ્રકારના જે પરિણામ થાય છે તેને પરિગ્રહ કહે છે. મોહરૂપી પરિણામો થવાથીજ ધનધાન્યાદિકનો સંગ્રહ કરવો પડે છે. તેથી બાહ્ય પરિગ્રહમાં અંતરંગ પરિગ્રહ પણ કારણરૂપ છે. અંતરંગ પરિગ્રહ વિના બાહ્ય પરિગ્રહનો સંગ્રહ કદીપણ થઇ શકતો નથી. જે બાહ્ય પરિગ્રહનો સંપૂર્ણ અભાવ હોય અને જો તે અભાવ ઇચ્છાપૂર્વકજ થયો હોય તો અવશ્ય કહેવું જોઈએ કે તેમાં અંતરંગ પરિગ્રહનો પણ અભાવ છે. તેથી સૌથી પહેલાં તો આ જીવે અંતરંગ પરિગ્રહનો ત્યાગ કરવો જોઈએ. અંતરંગ પરિગ્રહનો ત્યાગ થવાથી બાહ્ય પરિગ્રહનો ત્યાગ અવશ્ય થઇ જાય છે. આવીરીતે આ જીવે અંતરંગ પરિગ્રહનો ત્યાગ કરી પોતાના આત્માના શુદ્ધ સ્વરૂપનું ચિંતવન કરતા રહેવું જોઈએ, જેથી અનંતસુખની પ્રાપ્તિ જલદી થાય.

**હવે કરવા અને ન કરવા જેવી વાતચીતનું સ્વરૂપ કહેવામાં આવે છે—**

પ્રશ્ન – **का वार्ता च गुरो कार्या का त्याज्या वद मेऽधुना ?**

**અર્થ**—હે સ્વામી ! હવે કૃપા કરીને કહો કે કેવી વાતચીત કરવી જોઈએ અને કેવા વાતચીતનો ત્યાગ કરવો જોઈએ.

ઉત્તર—**त्याज्या मिथः क्षोभकरा ह्ययोग्या पापप्रदा लौकिकलोकवार्ता ॥**
**क्वचित्तथा कार्यवशाद्धि कार्या विद्युत्समा किल्विषपुण्यवार्ता ॥५४॥**
**कार्या सदाऽलौकिकलोकवार्ता शांतिप्रदा भ्रांतिहरा क्षमादा ॥**
**यतः सदा स्वात्मनि चैव चात्मा कुर्यात्स्थितिं स्वात्मरसे सुतृप्तिम् ॥५५॥**

**અર્થ**—જે લૌકિક વાતચીત પરસ્પર દુઃખ ઉત્પન્ન કરવાવાળી હોય, અયોગ્ય હોય, અને પાપ ઉત્પન્ન કરવાવાળી હોય એવી લૌકિક વાતચીત કદીપણુ કરવી ન જોઈએ. જો કોઈ કાર્યને અંગે વાતચીત કરવી પડે તો પાપ પુણ્યની વાતચીત વીજળીના ચમકારાની માફક થોડા સમય માટેજ કરવી જોઈએ અને તેમાં પણુ પુણ્યની વૃદ્ધિ અને પાપના ક્ષયનો હેતુ રાખવો જોઈએ. પોતાના આત્મામાં તલ્લીન રહેવાવાળા સિદ્ધ પરમેષ્ટી વગેરેના સ્વરૂપની અલૌકિક વાતચીત સર્વ પ્રકારની ભ્રાંતિને દૂર કરવાવાળી છે, અને ક્ષમા વગેરે ગુણોને પ્રગટ કરવાવાળી છે. આવી અલૌકિક વાતચીત હમેશાં કરવી જોઈએ જેથી આ આત્મા પોતાના આત્મિક સ્થળ ઉપર સ્થિર—દૃઢ રહે અને પોતાના ચિદાનંદમય આત્મિક રસમાં તૃપ્ત રહે.

**ભાવાર્થ**—જે વાર્તાઓથી કામ વિકારની વૃદ્ધિ થતી હોય, પરસ્પર ક્ષોભ—દુઃખ ઉત્પન્ન થતું હોય, કલહ ઉત્પન્ન થતો હોય, એવી પાપ ઉત્પન્ન કરવાવાળી વાર્તાઓ કદીપણુ કહેવી ન જોઈએ. કોઈને કોઈ વાર્તા કહ્યા સિવાય ચાલી શકે તેમ ન હોય તો શાસ્ત્રોની માફક પુણ્ય પાપનું ફળ બતાવવાવાળી વાર્તાઓ કહેવી જોઈએ. જેવીરીતે શાસ્ત્રોમાં પાપનો ત્યાગ કરાવવાનો હેતુ હોય છે અને પુણ્ય કાર્યને વધારવાનો હેતુ હોય છે તેવોજ હેતુ વાર્તાઓનો હોવો જોઈએ. સહેજ વાતચીતમાં પણુ આજ હેતુ રહેવો જોઈએ. સર્વોત્કૃષ્ટ ઉપાય તો એજ છે કે સર્વ પ્રકારની વાતચીત છોડી દઈને પંચપરમેષ્ટીના સ્વરૂપનુંજ ચિંતવન કરવું જોઈએ. તેમના ગુણોનુંજ વર્ણન કરવું જોઈએ અને તેમના ગુણોમાંજ લીન થઈ જવું જોઈએ. આમ કરવાથીજ આ આત્માને પોતાના આત્માની શુદ્ધતા પ્રાપ્ત થશે. અને શુદ્ધતા પ્રાપ્ત થવાથી આ આત્મા તેમાંજ સ્થિર અને સંતોષી થઈ અનંતસુખમાં સમય વ્યતીત કરશે.

**હવે સ્વાત્મસિદ્ધિ માટે કર્તવ્ય બતાવવામાં આવે છે—**

પ્રશ્ન —**स्वात्मसिद्ध्यै च कर्तव्यं किं क्व वा वद मे प्रभो !**

હે ભગવાન્ ! આ જીવે પોતાના આત્માની શુદ્ધતા પ્રાપ્ત કરવા માટે ક્યારે શું શું કરવું જોઈએ તે કૃપા કરીને કહો.

ઉત્તર—**तत्वं ह्यतत्व ह्यकृतिं कृतिं वा ज्ञात्वा यथावत्स्वपरात्मरूपम् ।**

**ग्रामे ह्यरण्ये भवने वने वा स्थित्वा सदा स्वस्थगृहे श्मशाने ॥५६॥**

**दृग्बोधचारित्रमयस्य चैवात्मनो निजानन्दसुखस्य चर्चाम् ।**
**तानं हि गानं मननं विचारं ध्यानं करोतु स्वपदप्रसिद्ध्यै ॥५७॥**

**અર્થ**—આ જીવે પોતાના આત્માની શુદ્ધતા પ્રાપ્ત કરવા માટે પ્રથમ તો તત્વ અતત્વનો વિચાર કરવો જોઈએ, કર્તવ્ય અકર્તવ્યનો વિચાર કરવો જોઈએ અને પોતાના આત્માનો તથા પુદ્‌ગલાદિક પરપદાર્થોના ગુણોનો વિચાર કરવો જોઈએ. આ સર્વનો વિચાર કરી કોઈપણ ગામમાં, વનમાં, મહેલમાં કોઈ નીરોગી ઘરમાં અથવા શ્મશાનમાં સ્થિર-દૃઢ થઈ સમ્યગ્દર્શન, સમ્યગ્જ્ઞાન અને સમ્યક્ચારિત્રમય પોતાના આત્માથી ઉત્પન્ન થવાવાળા અનંતસુખની ચર્ચા કરવી જોઈએ. તેમનો અનુભવ કરવો જોઇએ અને તેનોજ વિચાર કરવો જોઈએ. તેનુંજ રટન કરવું જોઇએ અને તેવીજ ધુન મચાવવી જોઇએ અને તેનુંજ ધ્યાન ધરવું જોઈએ.

**ભાવાર્થ**—સૌથી પ્રથમ તો તત્વ અતત્વોનો વિચાર કરવો જોઈએ. કયું તત્વ યથાર્થ છે. અને કયું તત્વ અયથાર્થ છે. તેમાંથી યથાર્થ તત્વોને ઓળખી કાઢીને તેમનુંજ મનન અથવા વિચાર કરવો જોઈએ. જે તત્વ યથાર્થ નથી અથવા જેનુ સ્વરૂપ યથાર્થ નથી તેનો સર્વથા ત્યાગ કરવો જોઈએ. આવીરીતે કર્તવ્ય અકર્તવ્યનો વિચાર કરી, અકર્તવ્ય કાર્યોનો સર્વથા ત્યાગ કરી દેવો જોઈએ અને કર્તવ્ય કાર્યોમાં ચિત્ત લગાવવું જોઈએ. એટલું જરૂર ધ્યાનમાં રાખવું કે આત્માનું કલ્યાણ કરવાવાળુ કાર્યજ કરવા લાયક (કર્તવ્ય) છે. જે કાર્યથી અશુભ કર્મોનો બંધ થાય છે એ સર્વ કાર્ય અકર્તવ્ય છે. તેવીજરીતે ઉત્તમ ક્ષમા આદિ દશ ધર્મ અથવા રત્નત્રયરૂપ ધર્મજ આપણા આત્માના ગુણ-ધર્મ છે, અને શરીરાદિક અથવા કુટુંબાદિક સર્વ પરપદાર્થ છે. આમ સમજીને પરપદાર્થનો, હમેશને માટે ત્યાગ કરી દેવો જોઈએ. પોતાના તત્વોને અપનાવવા જોઈએ. આ સર્વ બાબતને સારીપેઠે પૂર્ણ તોરથી સમજ્યા પછી ચિદાનંદમય શુદ્ધસ્વરૂપ પોતાના આત્માનો વિચાર-મનન (ધ્યાન) કરવો જોઈએ. એકાંત ભૂમિ સિવાય અને મનને શુદ્ધ કર્યા સિવાય ધ્યાન ધરી શકાતું નથી. આથી કોઈ વન અથવા શ્મશાન ભૂમિમાં અથવા કોઈ એકાંત સ્થાનમાં બેસી ધ્યાન ધરવું જોઈએ. કેમકે આત્માનું શુદ્ધ સ્વરૂપ અત્યંત સૂક્ષ્મ છે. આમ ટુંકાણમાં આત્માનું કર્તવ્ય કહેવામાં આવ્યું છે.

હવે આત્માનું સ્વરૂપ બતાવવાનો ઉપાય કહેવામાં આવે છે—

પ્રશ્ન—**स्वात्मरूपं कथं स्वामिन् वद मे प्रविलोक्यते ॥**

**અર્થ**—હે ભગવાન્ ! હવે કૃપા કરીને કહો કે આત્માનું સ્વરૂપ કેવીરીતે દેખી શકાય ?

उत्तर—**वाक्कायचित्तेन तथा परेण स्वात्मस्वरूपं पररूपभिन्नम् ॥**
**कल्पान्तकालेपि गतं सहस्रे न बुध्यते नैव विलोक्यते च ॥१८॥**
**ज्ञात्वेति बाह्यं करणक्रियादिं त्यक्त्वा सदा स्वात्मनि शुद्धबुद्धे ॥**
**दृश्यः स्वसंवेदनधर्मतो हि वंद्यो निजात्मा वसति स्वपार्श्वे ॥५९॥**

**અર્થ**—શરીર અને પુદ્‌ગલાદિક સમસ્ત દ્રવ્યોથી અલગ એવું આપણું આત્માનું સ્વરૂપ હજારો કલ્પકાળ વ્યતીત હોવા છતાં પણ મન, વચન, કાયથી અથવા બીજા કોઇ બાહ્ય કારણથી ન તો સમજી શકાય છે કે ન તો દેખી શકાય છે. આ બાબતને સારી પેઠે સમજીને ઇંદ્રીઓના બાહ્ય વ્યાપારને સર્વથા ત્યજી દેવો જોઇએ. અને પોતાના જ્ઞાનરૂપ શુદ્ધ-આત્મામાં પોતાના આત્મિક ધર્મથી પોતાના આત્માનું સ્વરૂપ જોવું તથા જાણવું જોઇએ. કેમકે આ શુદ્ધ, બુદ્ધ, વંદનીય પોતાનો આત્મા પોતાનીજ પાસે છે અને તે પોતાના આત્મિક ધર્મથીજ જોવામાં આવે છે.

**ભાવાર્થ**—આ આત્મા અમૂર્ત છે, જો કે અનાદિ કાલથી કર્મોના બંધનથી બંધાએલ છે. તો પણ તે કર્મ વર્ગ-ણાનો સમૂહ અત્યંત સૂક્ષ્મ હોવાથી બંધનોથી જકડાએલ હોવા છતાં પણ કોઇ પણ ઇન્દ્રિયવડે દેખી શકાતો નથી. તો પછી શુદ્ધ, બુદ્ધ અમૂર્ત આત્મા બાહ્ય ઇન્દ્રિયોથી કેવીરીતે જોઇ શકાય ? અર્થાત્ કદીપણ જોઇ શકાતો નથી. તે શુદ્ધ આત્મા તો ફક્ત સ્વાનુભવથીજ જાણી શકાય છે. હું જ્ઞાની છું, અનંત સુખરૂપ છું, શરીર અથવા પુદ્‌ગલાદિક સર્વ પદાર્થ મારાથી સર્વથા અલગ છે. આવા પ્રકારના સ્વાનુભવથીજ આત્માનું જ્ઞાન થાય છે. અથવા મોહનીય કર્મના ક્ષયોપશમથી અથવા ઉપશમ

અથવા ક્ષયથી આત્મામાં જે એક પ્રકારનો પ્રકાશ પ્રગટ થાય છે, તે પ્રકાશથી આત્માના સ્વરૂપનો ભાસ થાય છે અને તેપણ સ્વસંવેદનથીજ ( આત્માને ઓળખવાના પ્રયત્નથીજ ) થાય છે. તેથી સ્વસંવેદન પ્રાપ્ત કરવાનો પ્રયત્ન કરવો જોઈએ ( આત્માને પિછાણવાનો પ્રયત્ન કરવો જોઈએ ) જેથી આત્માનું કલ્યાણ થાય.

હવે મોક્ષનું સ્વરૂપ બતાવવામાં આવે છે—

प्रश्न—**को धर्मः कीदृशो मार्गो मोक्षस्य वद मेऽधुना ?**

**અર્થ**—હે સ્વામી ! કાર્ય શું છે અને મોક્ષમાર્ગ કયો છે તે કૃપા કરીને કહો.

उत्तर—**दृग्बोधचारित्रमयोस्ति धर्मो ग्राह्यः स एवास्ति यथार्थदृष्ट्या ।**
**स्याद्वादशुद्धो नयमार्गसिद्धो मोक्षस्य मार्गोपि स एव योग्यः ॥६०॥**
**पूर्वोक्तधर्मस्थितिवृद्धिहेतोस्तद्बाह्यधर्मादिविमोचनार्थम् ।**
**ज्ञात्वेति भव्यो यततां भवेत्ते यतः स्वसिद्धिः परिणामशुद्धिः ॥६१॥**

**અર્થ**—આ સંસારમાં સમ્યગ્દર્શન, સમ્યગ્જ્ઞાન અને સમ્યક્ચારિત્રરૂપે જ ધર્મ છે અને તેજ ગ્રહણ કરવા યોગ્ય છે. તથા સ્યાદ્વાદસિદ્ધાંતથી અત્યંત શુદ્ધ અને પ્રમાણ અથવા નયથી સિદ્ધ એવો મોક્ષનો યોગ્ય માર્ગ પણ ધર્મ છે. આમ સમજીને ભવ્ય જીવોએ તે રત્નત્રયમય ધર્મને સ્થિર કરવાને માટે તથા તેની વૃદ્ધિને માટે અને તેનાથી અલગ અન્ય અનેક ધર્મોનો ત્યાગ કરવાને માટે એવા પ્રયત્નો કરવા જોઈએ કે જેથી પરિણામોમાં શુદ્ધતા પ્રાપ્ત થાય અને પોતાના આત્માની સિદ્ધિ થઇ જાય અર્થાત્ પોતાના આત્માને મોક્ષની પ્રાપ્તિ થઇ જાય.

**ભાવાર્થ**—જે પદાર્થ સ્યાદ્વાદ સિદ્ધાંતથી નિશ્ચિત કરવામાં આવે છે અથવા પ્રમાણ અને નયથી સિદ્ધ કરવામાં આવે છે તે કદીપણ મિથ્યા થઈ શકતા નથી. તેથી આચાર્યોએ રત્નત્રયને જ યથાર્થ ધર્મ અને મોક્ષનો નિશ્ચિત માર્ગ

બતાવ્યો છે. જ્યાં રત્નત્રયોની પૂર્ણતા હોય છે ત્યાં મોક્ષની પ્રાપ્તિ થઈ જાય છે. તેથી આ રત્નત્રયને મોક્ષ પ્રાપ્ત કરવામાં મુખ્ય કારણભૂત માનવામાં આવે છે. તથા તે રત્નત્રયની પ્રાપ્તિ પરિણામોને શુદ્ધ રાખવાથી થાય છે. જ્યાંસુધી પરિણામોમાં સંકલીષ્ટ પરિણામ રહે છે ત્યાંસુધી રત્નત્રયની પ્રાપ્તિ કદીપણ થતી નથી. તેથી હે ભવ્યજીવ! તું તારા સકલીષ્ટ પરિણામોને દૂર કરવાનો પ્રયત્ન કર અને પોતાના પરિણામો શુદ્ધ રાખવાનો પણ પ્રયત્ન કર. પરિણામોને શુદ્ધ રાખવાથીજ તને રત્નત્રયની પ્રાપ્તિ થશે. અને તે રત્નત્રયથી મોક્ષની પ્રાપ્તિ થશે. આ આચાર્યોનો ઉપદેશ છે.

**હવે કેવા સાધુ વંદનીય છે અને કેવા ગહસ્થ પ્રશંસનીય છે તે કહેવામાં આવે છે—**

પ્રશ્ન—**साधुश्च कीदृशो वंद्यः शस्यते वा कथं गृही ?**

**અર્થ**—હે ભગવાન્! કેવા સાધુ વંદનીય છે અને કેવા ગૃહસ્થ પ્રશંસનીય છે તે કૃપા કરીને કહો.

ઉત્તર—**स्वानन्दसाम्राज्यसुखे सुतृप्तः शुद्धे स्थितो यः स्वचतुष्टये हि ।**
**स एव साधुः सततं प्रपूज्यः वैरागयुक्तः शिवमार्गलीनः ॥६२॥**
**पूर्वोक्तचिन्हेन विवर्जितो यः स साधुरेवापि भवेदसाधुः ।**
**तत्प्राप्तिहेतोर्यतते सदा यः प्रशंसनीयोपि गृही स लोके ॥६३॥**

**અર્થ**—જે સાધુ પોતાના આત્મજન્ય અનંત સુખરૂપી સામ્રાજ્યના સુખમાં તૃપ્ત રહે છે અને જે પોતાના અનંતજ્ઞાન, અનંતદર્શન, અનંતસુખ અને અનંત વીર્યરૂપી શુદ્ધ અનંત ચતુષ્ટયમાં સદા સ્થિર રહે છે, તથા જે પરમોત્કૃષ્ટ વૈરાગ્યથી સુશોભિત છે અને મોક્ષમાર્ગમાં અથવા રત્નત્રયરૂપ ધર્મમાં સદા લીન રહે છે, એવા સાધુ આ સંસારમાં હમેશાં પૂજ્ય અને વંદનીય મનાય છે. જે સાધુ સાધુ હોવા છતાં પણ સર્વોત્કૃષ્ટ વૈરાગ્ય પરિણામોને ધારણ કરતા નથી, મોક્ષમાર્ગરૂપ રત્નત્રયને ધારણ કરતા નથી તથા જેમને આત્માના અનંત સુખથી સંતોષ થતો નથી અને જે અનંત ચતુષ્ટયનું આરાધન

કરતા નથી તે સાધુ હોવા છતાં પણ " અસાધુ " જ કહેવાય છે. તેવીજરીતે જે ગૃહસ્થ સર્વોત્કૃષ્ટ સાધુ થવાનો પ્રયત્ન કરે છે તેજ ગૃહસ્થ આ સંસારમાં પ્રસંશનીય છે.

**ભાવાર્થ**—મોક્ષનો સાચો માર્ગ મુનિધર્મ છે. કેમકે રત્નત્રયની પ્રાપ્તિ અથવા પૂર્ણતા મુનિધર્મમાંજ થાય છે. તેથી મોક્ષની ઈચ્છા કરવાવાળા પુરૂષે મુનિધર્મજ ધારણ કરવો જોઈએ. આજ સર્વોત્કૃષ્ટ માર્ગ છે. પરંતુ જે પુરૂષ મુનિધર્મ ધારણ કરવાની શક્તિ રાખતો નથી તે પુરૂષ પોતાની અશક્તતાને લીધે ગૃહસ્થધર્મ ધારણ કરે છે. ગૃહસ્થધર્મમાં પણ રત્નત્રયની આરાધના થઈ શકે છે, પણ એકદેશ (થોડી) થઈ શકે છે. ગૃહસ્થ ધર્મમાં તેની સંપૂર્ણતા કદીપણ હોઈ શકતા નથી. તેથી જે ગૃહસ્થ મોક્ષપ્રાપ્તિને માટે ગૃહસ્થ ધર્મને અપૂર્ણ સમજીને મુનિધર્મને ધારણ કરવાનો પ્રયત્ન કરતો રહે છે તેજ ગૃહસ્થ વાસ્તવિકરીતે તો ગૃહસ્થધર્મ પાળી શકે છે. તેજ પુરૂષ ભક્તિપૂર્વક દેવપૂજા કરી શકે છે, અને ભક્તિપૂર્વક પાત્રદાન દઈ શકે છે. તેથી તે પ્રશંસનીય અથવા ઉત્તમ ગૃહસ્થ કહેવાય છે. તથા જ્યારે તે ગૃહસ્થ મોકો સાધીને સમસ્ત પરિગ્રહનો ત્યાગ કરી નિર્ગ્રંથ સાધુ થઈ જાય છે અને પોતાના અનંતચતુષ્ટયરૂપ શુદ્ધ આત્મામાં લીન થઈ જઈ સમસ્ત બાહ્ય વિકારોનો ત્યાગ કરી દે છે, સમસ્ત કષાયોનો ત્યાગ કરી દે છે અને શરીર પરથી મમત્વ છોડી દઈને આત્મજન્ય અતીંદ્રિય સુખમાં તૃપ્ત થઈ જાય છે ત્યારે તે સાધુ સર્વદ્વારા વંદનીય અને પૂજ્ય બની જાય છે. તેથી ગૃહસ્થે ઉત્તમ સાધુ થવાને માટે હમેશાં પ્રયત્ન કરવો જોઈએ.

**હવે મોહકર્મ અને ભવ્યજીવનું કર્તવ્ય બતાવવામાં આવે છે—**

પ્રશ્ન— **करोति मोहराजः किं वा भव्यो वद मे गुरो ?**

**અર્થ**—હે સ્વામી, આ સંસારમાં સમસ્ત કર્મોના રાજા મોહરાજ શું કરે છે અને ભવ્યજીવ શું કરે છે તે કૃપા કરીને કહો.

ઉત્તર—**सद्दृष्टिजीवस्य निजाश्रितस्य विनाशनार्थं खलु मोहराजः ।**
**व्यथाकरैर्हर्षविषादसार्थैर्दुष्टैः कुसंकल्पविकल्पसैन्यैः ६४॥**

**भयंकरैः क्रोधपिशाचवर्गैः सदैव दुष्टो यतते यथेष्टम् ।**
**तथापि भव्यः समशांतिशस्त्रैर्हत्वा शिवं मोहनृपं प्रयाति ॥६५॥**

**અર્થ**—આ મોહ અથવા મોહનીય કર્મ સમસ્ત કર્મોનો રાજા છે અને અત્યંત દુષ્ટ છે. તેની પાસે ભયંકર ક્રોધરૂપી અનેક પિશાચોનો સમૂહ છે, અનેક પ્રકારના દુષ્ટ સંકલ્પવિકલ્પોની સેના છે અને સર્વને દુઃખ આપવાવાળી હર્ષ અને વિષાદની પણ સેના છે. આ મોહરૂપી રાજા આ સર્વ સેનાને સાથે લઈ ફક્ત પોતાના આત્માને આશ્રિત રહેવાવાળા સમ્યગ્દૃષ્ટિ જીવનો નાશ કરવાને માટે તેને પોતાને વશ કરવાને માટે પોતે સર્વ શક્તિ પરોવી પ્રયત્ન કરે છે. પરંતુ આ ભવ્ય જીવ એમ થવા છતાપણ પોતાની સમતા અને શાંતિરૂપી શસ્ત્રોદ્વારા તે મોહરૂપી રાજાને મારી નાખીને મોક્ષમાં વિરાજમાન થાય છે.

**ભાવાર્થ**—આ સંસારમાં જેટલાં પ્રાણી છે તે સર્વ આ મોહને વશીભૂત છે. તથા આ મોહને વશીભૂત હોવાથી જ નરકાદિકનાં દુઃખ ભોગવી રહ્યાં છે. કેમકે મોહને લીધેજ આ જીવને કષાય ઉત્પન્ન થાય છે, મોહને લીધેજ હર્ષ વિષાદ થાય છે અને મોહને લીધેજ અશુભ સંકલ્પ વિકલ્પ થાય છે. તથા એજ કષાયોથી હર્ષવિષાદથી અથવા દુષ્ટ સંકલ્પવિકલ્પોથી આ જીવ હિંસાદિક પાપો ઉત્પન્ન કરે છે, અને નરક નિગોદનાં દુઃખ ભોગવે છે. પરંતુ આત્માના સ્વરૂપને જાણવાવાળા ભવ્યજીવ આ મોહના સમસ્ત કૃત્યોને સમજે છે અને તેથી તે આ મોહનાં બહુકાર્યોમાં ન આવતાં આ ક્રોધાદિક કષાયોથી, હર્ષવિષાદથી, અથવા અશુભ સંકલ્પવિકલ્પોથી હમેશાં બચવાનો પ્રયત્ન કરે છે. આ ભવ્યજીવ એનાથી બચીને સંતુષ્ટ થતો નથી, પરંતુ પોતાના શુદ્ધ પરિણામોથી અને શુદ્ધાત્મજન્ય પરમ શાંતિથી આ મોહરૂપી રાજાનો સર્વથા નાશ કરી મોક્ષરૂપી મહેલમાં જઈ વિરાજમાન થઈ જાય છે. તે મોક્ષરૂપી મહેલમાં મોહરૂપી રાજાની બીલકુલ સત્તા ચાલતી નથી. તેથી તે ભવ્યજીવ ત્યાં અનંતકાળસુધી અનંતસુખનો અનુભવ કરે છે. તેથી ભવ્યજીવોએ કષાયોનો સર્વથા ત્યાગ કરી, દુષ્ટ સંકલ્પ વિકલ્પોનો પણ ત્યાગ કરી અને હર્ષવિષાદનો પણ ત્યાગ કરી, સમતારૂપ પરિણામ રાખવા જોઈએ. તથા પરમ શાંતિ ધારણ કરવી જોઈએ. જેથી જલ્દી મોક્ષસુખની પ્રાપ્તિ થાય.

**હવે પ્રાતઃકાળમાં કરવા યોગ્ય અને ચિંતવન કરવા યોગ્ય વસ્તુ કહેવામાં આવે છે—**

प्रश्न—**प्रातरुत्थाय किं कार्यं किं चिन्त्यं वस्तु मे वद ?**

**અર્થ**—હે સ્વામી ! પ્રાતઃકાળમાં ઉઠીને શું કરવું જોઇએ અને કયા પદાર્થનું ચિંતવન કરવું જોઇએ તે કૃપા કરીને કહો.

उत्तर—**प्रातश्च भक्त्या गुरुदेवशास्त्रमुत्थाय नत्वा हृदि चिंतनीयम् ।**
**त्यक्त्वा प्रमादं वरवस्तुरूपं स्थित्वा प्रदेशे विजने विशुद्धे ॥६६॥**
**कुत्रागतोहं गमनीयमस्ति कुतस्तथा किं करणीयमस्ति ।**
**ईदृग्विचारेण सुखप्रदेन वैराग्यवृद्धिश्च भवेत्स्वसिद्धिः ॥६७॥**

**અર્થ**—આ સંસારમાં સર્વોત્કૃષ્ટ પદાર્થ તો અરિહંતદેવ છે, તેમનાથી કથિત શાસ્ત્ર છે અને નિર્ગ્રંથ ગુરૂ છે. તેથી દરેક ભવ્યજીવે પ્રાતઃકાળમાં ઉઠીને તેમને નમસ્કાર કરવા જોઇએ. અને કોઈ શુદ્ધ નિર્જનસ્થાનમાં બેસીને તથા સર્વ પ્રકારના પ્રમાદ અને આળસને ત્યજી દઈને પોતાના હૃદયમાં તેમનું ચિંતવન કરવું જોઇએ. તે સિવાય દરેક ભવ્યજીવે પ્રાતઃકાળમાં ઉઠી ચિંતવન કરવું જોઇએ કે હું કયાંથી આવ્યો છું, અને મારે કયાં જવાનું છે. તથા આ વખતે મારે કયાં કયાં કાર્યો કરવાનાં છે આવા પ્રકારના વિચાર કરવાથી સુખ અને શાંતિ પ્રાપ્ત થાય છે, વૈરાગ્યરૂપી પરિણામોની વૃદ્ધિ થાય છે અને પોતાના આત્માની સિદ્ધિ થાય છે.

**ભાવાર્થ**—પ્રાતઃકાળમાં ઉઠીને માંગલિક પદાર્થોનું દર્શન કરવું જોઈએ. સંસારભરમાં દેવ, શાસ્ત્ર અને ગુરૂ એ સર્વોત્તમ મંગલ પદાર્થ છે અને સર્વોત્તમ શરણભૂત છે. તેથી પ્રત્યેક ભવ્યજીવે પ્રાતઃકાળમાં ઉઠીને સૌથી પહેલાં તો તેમને નમસ્કાર કરવો જોઇએ તથા તેમનું દર્શન, પૂજન પણ કરવું જોઇએ. તથા એજ વખતે કોઈ નિર્જળ ગુફામાં બેસીને તેમના ગુણોનુ ચિંતવન કરવું જોઇએ. તે ઉપરાંત આપણી પહેલાની ગતિઓનું ચિંતવન કરવું જોઇએ. હવે મેં શું શું પાપ પુણ્ય ઉપાર્જન કર્યું છે અને તેથી મને કઈ ગતિ મળી શકે તેનું પણ ચિંતવન કરવું જોઈએ. આ સર્વનું ચિંતવન કર્યા પછી

પોતાના કર્તવ્યનું ચિંતવન કરવું જોઈએ. આ ભવ્યજીવનું કર્તવ્ય તો સંસારનો ત્યાગ કરવો તથા મોક્ષ તથા મોક્ષનાં સાધનો પ્રાપ્ત કરવાં એજ છે. જો આ ભવ્યજીવ દિનપ્રતિદિન આવોજ વિચાર કરે તો તેને જરૂર વૈરાગ્યની પ્રાપ્તિ થાય છે, પ્રાપ્ત થએલ વૈરાગ્યની વૃદ્ધિ થઈ શકે છે અને અંતે મોક્ષરૂપી આત્માની સિદ્ધિ થઈ શકે છે.

**હવે શ્રેષ્ઠ ગુરૂઓના પ્રસાદથીજ જીવોને જ્ઞાન પ્રાપ્ત થાય છે તે કહેવામાં આવે છે—**

પ્રશ્ન—**सद्गुरो कृपया किं किं भव्यो कौ लभते वद ।**

**અર્થ**—હે સ્વામી ! શ્રેષ્ઠ ગુરૂઓના પ્રસાદથી કઈ કઈ વસ્તુઓની પ્રાપ્તિ થાય છે તે કૃપા કરીને કહો.

ઉત્તર—**कृपाप्रसादाद्भुवि सद्गुरोश्च विज्ञानचक्षु प्रकटीभवेद्धि ।**
**तेनैव विज्ञानविलोचनेन पलायतेऽज्ञानतमः प्रपंचः ॥६८॥**
**सूर्योदयादेव तमो यथा हि ज्ञात्वेति कार्यो गुरुसंग एवं ।**
**निश्रीयते वांति ततस्त्रिलोके न भांति लोका गुरुबोधशून्याः ॥६९॥**

**અર્થ**—આ સંસારમાં શ્રેષ્ઠ ગુરૂઓની કૃપાથી આ સંસારી જીવોનાં જ્ઞાનરૂપી નેત્ર પ્રગટ થાય છે તથા જેવીરીતે સૂર્યના ઉદય થતાંની સાથેજ અંધકારનો સંપૂર્ણ નાશ પામે છે તેવીરીતે તે જ્ઞાનરૂપી નેત્રથી અજ્ઞાનરૂપી અંધકારના સમૂહનો પણ નાશ થાય છે. આમ સમજીને ગુરૂઓનો સમાગમ હમેશાં રાખવો જોઈએ. કેમકે ત્રણે લોકમાં એક વાત તો તદ્દન નિશ્ચિત છે કે ગુરૂદ્વારા મેળવેલ જ્ઞાન વિના આ સંસારીજીવ કદીપણ શોભાયમાન હોતા નથી.

**ભાવાર્થ**—કોઈ કોઈ વખત આપોઆપ ભણવાથી વિદ્યા આવડી જાય છે. પરંતુ એવી વિદ્યા સંદેહયુક્ત હોય છે. કહ્યું છે કે 'संदिग्धंहि परिज्ञानं गुरुप्रत्ययवर्जितम्" અર્થાત્ જે જ્ઞાન ગુરૂ સિવાય મેળવવામાં આવેલ હોય છે તેમાં કેટલા યે પ્રકારના વહેમ ઉદ્ભવે છે. અધ્યાત્મવિદ્યા તો નિર્ગ્રંથ ગુરૂઓની સેવા કર્યા સિવાય કદીપણ થતી નથી. તેથી અજ્ઞા- ॥૪૧॥

નરૂપી અંધકારને દૂર કરવા માટે અને આત્મજ્ઞાનરૂપી નેત્ર પ્રગટ કરવા માટે ગુરૂઓની સેવા કરવી અત્યંત આવશ્યક છે. જે લોકો ગુરૂઓની સેવા કરતા નથી અથવા પોતાના ગુરૂઓને માનતા નથી તે ગુરૂમાર કહેવાય છે. તેથી તે ન તો આ સંસારમાં શોભાસ્પદ બને છે અને ન તો એની વિદ્યા પૂર્ણરીતે વિકસીત બને છે. વિકસીત ન હોવાથી તે વિદ્યા પૂર્ણરીતે આપણું કાર્ય પણ કરી શકતા નથી. તેથી ગુરૂઓની સેવા કરવી, ગુરૂઓને માનવા, તેમનો સમાગમ કરવો વગેરે કાર્ય પ્રત્યેક જીવને આત્મ-કલ્યાણ કરવા માટે અત્યંત આવશ્યક છે.

હવે વિરક્ત પુરૂષોના ભાવો વિષે કહેવામાં આવે છે—

प्रश्न—**विरागीणां नराणां भो भावा भवन्ति कीदृशाः ॥**

**અર્થ**—હે સ્વામી, વૈરાગ્ય ધારણ કરવાવાળા પુરૂષોના ભાવ કેવા હોય છે તે કૃપા કરીને કહો.

उत्तर—**सुन्यायलब्धेपि धने गृहादौ सुपुण्यलब्धे प्रियपुत्रमित्रे ।**
**क्षेमंकरे वांछितदेपि यस्य प्रीतिः कलत्रे न गजाश्वराज्ये ॥७०॥**
**किं तस्य निंद्ये च परे पदार्थे पुत्रे कलत्रे धनराज्यहर्म्ये ॥**
**प्रीतिः कदाचिद्भवतीह लोके वैराग्यभाजां महिमा ह्यपारः ॥७१॥**

**અર્થ**—જે પુરૂષોને વૈરાગ્ય પ્રાપ્ત થઈ ગયો છે તે પુરૂષોએ ધન, ઘર વગેરે સામગ્રી ન્યાયપૂર્વક પણ પ્રાપ્ત થઈ હોય, અને પુણ્યકર્મના ઉદયથી પ્રિયપુત્ર, મિત્ર, સ્ત્રી, હાથી, ઘોડા, રાજ્ય વગેરે ઘણી ઘણી વિભૂતિઓ પ્રાપ્ત થઈ હોય અને તે સર્વ વિભૂતિ ઇચ્છાનુસાર ફળ આપવાવાળી અને સુખ આપવાવાળી હોય તો પણ તે સર્વ સામગ્રીઓમાં તેમણે ( વૈરાગ્ય માણસોએ ) બીલકુલ પ્રેમ-રાગ રાખવો ન જોઇએ તો પછી નિંદનીય અને દુઃખ આપવાવાળા પુત્ર, પૌત્ર, સ્ત્રી, ધન, ભવન વગેરે પરપદાર્થોમાં કેવીરીતે પ્રેમ ઉત્પન્ન થઇ શકે ! અર્થાત્ પરપદાર્થોમાં પ્રેમ કદીપણ ઉત્પન્ન થઇ શકતો નથી. આ સંસારમાં વિરક્ત પુરૂષની મહિમા અપાર છે.

**ભાવાર્થ**—વાસ્તવિક વૈરાગ્ય તો તેનેજ કહી શકાય કે જેના ઉત્પન્ન થવા છતાં સુખ આપવાવાળા પદાર્થોમાં કદીપણ રાગ અથવા પ્રેમ ઉત્પન્ન ન થાય. એટલે સુધીકે વિરક્ત પુરૂષ પોતાના શરીર પર પણ મમત્વ રાખતો નથી તો પછી સ્ત્રી, પુત્ર આદિક પરપદાર્થોમાં રાગ અથવા પ્રેમ કેવીરીતે રાખી શકે ! અર્થાત્ કદીપણ રાખતો નથી તેવીજરીતે વિરક્ત પુરૂષ દુઃખ આપવાવાળા કોઈપણ શત્રુ ઉપર તથા બીજા કોઈપણ પદાર્થ ઉપર રાગદ્વેષ પણ કરતો નથી. વિરક્ત પુરૂષ રાગદ્વેષ બંનેનો ત્યાગ કરી સમતાભાવ જ ધારણ કરે છે. સમતા ધારણ કરવાથી તેના મનમાં બીલકુલ વિકાર ભાવ ઉત્પન્ન થતો નથી. અને વિકારભાવ ઉત્પન્ન ન થવાથી મનમાં શુદ્ધતા પ્રાપ્ત થાય છે. મન શુદ્ધ હોવાથી કર્મબંધનો અભાવ થાય છે અને ચાલુકાળે દુઃખ આપી રહેલ કર્મોનો પણ નાશ થાય છે. આવીરીતે સર્વ કર્મોનો ક્ષય થવાથી વિરક્ત પુરૂષને મોક્ષની પ્રાપ્તી જલ્દી થાય છે. તેથી રાગદ્વેષનો ત્યાગ કરી સમતાભાવ ધારણ કરવો તે પ્રત્યેક ભવ્ય જીવનું કર્તવ્ય છે.

**હવે વૈરાગ્યથી શું શું પ્રાપ્ત થાય છે તે કહેવામાં આવે છે—**

प्रश्न—**विनयेनैव वैराग्यं स्याद्वा चान्यद्गुरो वद ।**

**અર્થ**—હે ગુરો ! આ સંસારમાં વિનયથી ચાલવાથી વૈરાગ્ય જ પ્રાપ્ત થાય છે કે બીજું કંઈ પ્રાપ્ત થાય છે તે કૃપા કરીને કહો.

उत्तर—**सर्वार्थसिद्धिं परिणामशुद्धिं स्वात्मानुभूतिं सुखशांतिदात्रीम् ।**
**वैराग्यबोधं यतिधर्मसारं स्वानंदकन्दं सुखदं स्वरूपम् ॥७२॥**
**क्षुधातृषाद्वेषकषाययुक्तं मोक्षं लभन्ते विनयान्विताः कौ ।**
**धर्मस्य देवस्य शिवप्रदस्य ज्ञात्वेति कार्यो विनयो गुरूणाम् ॥७३॥**



**અર્થ**—આ સંસારમાં દેવ, શાસ્ત્ર, ગુરૂનો વિનય કરવાવાળા પુરૂષોને સમસ્ત પુરૂષાર્થની સિદ્ધિ કરવાવાળી પરિણામોની શુદ્ધતા પ્રાપ્ત થાય છે, યથાર્થ સુખશાંતિ આપવાવાળી પોતાના આત્માની અનુભૂતિ પ્રાપ્ત થાય છે, મુનિયોના ધર્મના સારભૂત

વૈરાગ્યસહિત આત્મજ્ઞાન પ્રાપ્ત થાય છે, અનંતસુખ આપવાવાળા અને પોતાના ચિદાનંદમાં મગ્ન કરાવવાવાળાનું આત્માનું શુદ્ધ સ્વરૂપ પ્રાપ્ત થાય છે. અને ભૂખ, તૃષા, રાગ, દ્વેષ, કષાય વગેરે સમસ્ત વિકારોથી રહિત મોક્ષની પ્રાપ્તિ થઈ જાય છે. આમ સર્વ બાબત સમજીને મોક્ષ આપવાવાળા દેવ, શાસ્ત્ર, ગુરૂનો તથા અહિંસામય ધર્મનો હમેશાં વિનય કરવો જોઈએ.

ભાવાર્થ—જે પુરૂષ ભગવાન્ અરહંત દેવનું શ્રદ્ધાન કરે છે, તેમણે કહેલ ધર્મ અથવા શાસ્ત્ર પર દૃઢ વિશ્વાસ રાખે છે તથા નિર્ગ્રંથ ગુરૂઓનું શ્રદ્ધાન કરે છે, તે પુરૂષ તેમનો વિનય કરી શકે છે. ગુણોમાં શ્રદ્ધા રાખવા છતાં પણ તે ગુણોને ધારણ કરવાની તીવ્ર લાલસા હોવાથી જ વિનય થઈ શકે છે. તથા એવી અવસ્થામાં શાસ્ત્ર તથા ગુરૂઓનો વિનય કરવાથી પાપ કર્મોનો ક્ષય થાય છે, અને પુણ્યકર્મનો બંધ થાય છે. તદુપરાંત જ્યારે તે ગુણોને જે કોઈ પુરૂષ પોતેજ અપનાવે છે ધારણ કરે છે તો તેના પરિણામોમાં શુદ્ધતા એની મેળેજ પ્રાપ્ત થાય છે. સ્વાત્માનુભૂતિ ગુણ પ્રગટ થાય છે અને અનુક્રમે મોક્ષની પ્રાપ્તિ થાય છે. તેથી દેવ, ગુરૂ, શાસ્ત્રનો વિનય કરવો તે પ્રત્યેક ભવ્યજીવનું કર્તવ્ય છે.

### હવે વાત્સલ્ય ભાવોનો મહિમા કહેવાય છે—

પ્રશ્ન · **वात्सल्येन विना स्वामिन् वैराग्यं सफलं न वा ।**

**અર્થ**—હે સ્વામી, વાત્સલ્યભાવ વિના વૈરાગ્ય સફળ બને છે કે નહિ ?

ઉત્તર—**जने समाने स्वमतस्थिते च सुसाधुवर्गे व्रतशीलतुल्ये ।**
**धर्मप्रचारे स्वहिते च लग्ने दक्षे सदा मोक्षपदप्रदाने ॥७४॥**
**वात्सल्यभावः सुखदो प्रमादात् भक्त्या सदा यैः क्रियते न मूढैः ॥**
**वैराग्यबोधौ विफलौ हि तेषां ज्ञात्वेति पूर्वोक्तविधिर्विधेयः ॥७५॥**

**અર્થ**—જે અજ્ઞાની પુરૂષ પ્રમાદવશાત્ પોતાના મતમાં અથવા જૈનધર્મમાં સ્થિર રહેવાવાળા સાધર્મી શ્રાવક ભાઈ ઉપર વાત્સલ્યભાવ ધારણ કરતો નથી, અથવા જેનાં વ્રત, શીલ, તપ, ભાવ વગેરે પોતાના જેવાંજ છે તેવા સાધુ ઉપર ભક્તિ-

પૂર્વક વાત્સલ્યભાવ ધારણ કરતો નથી, આત્મહિતમાં નિમગ્ન રહેવાવાળા અથવા મોક્ષમાર્ગ પર ચાલવાવાળા ભવ્યજીવો ઉપર વાત્સલ્યભાવ ધારણ કરતો નથી. અને મોક્ષપદ આપવામાં અત્યંત ચતુર એવા આચાર્ય ઉપાધ્યાય તથા સાધુઓ ઉપર ભક્તિપૂર્વક સુખ આપવાવાળો વાત્સલ્યભાવ ધારણ કરતો નથી, એવા લોકોનો વૈરાગ્ય અને જ્ઞાન બંને વ્યર્થ છે. એમ સમજીને ધર્મ ઉપર અથવા ધર્મને ધારણ કરવાવાળા મુનિ અથવા શ્રાવક ઉપર પ્રમાદ વગેરેને ત્યજી દઈને ભક્તિપૂર્વક હમેશાં વાત્સલ્યભાવ ધારણ કરવો જોઈએ.

**ભાવાર્થ**—શ્રાવકધર્મ અને મુનિધર્મ બંને મોક્ષમાર્ગ છે. મુનિધર્મ સાક્ષાત મોક્ષમાર્ગ છે અને શ્રાવકધર્મ પરંપરાથી મોક્ષમાર્ગ છે. તેથી જે પુરૂષ મોક્ષમાર્ગમાં અથવા રત્નત્રયધર્મમાં અથવા ધર્મ, શાસ્ત્ર, ગુરૂમાં દૃઢ શ્રદ્ધા રાખે છે તે પુરૂષ દરેક ( શ્રાવક તેમજ સાધુ ) ઉપર વાત્સલ્યભાવ ધારણ કરી શકે છે. રત્નત્રયમાં અનુરાગ રાખવાવાળા પુરૂષજ શ્રાવક તેમજ મુનિ ઉપર વાત્સલ્યભાવ ધારણ કરી શકે છે. વાત્સલ્યભાવ રત્નત્રય ગુણના કારણરૂપ છે. તથા વાત્સલ્યભાવને અપનાવીરહેલ પુરૂષ રત્નત્રયમાં છે એમ કહી શકાય. તેથી ભવ્યજીવ ભલે મુનિ હોય કે શ્રાવક હોય તો પણ વાત્સલ્યભાવ ધારણ કરે છે. મુનિરાજ વિષ્ણુકુમારનો દાખલો વાત્સલ્યભાવને માટે પુરતોજ છે. મુનિરાજ વિષ્ણુકુમારે ગાઢ ભક્તિ તથા વાત્સલ્યભાવને લીધે સાતસો મુનિઓનો ઉપસર્ગ દૂર કરી, તે મુનિરાજ તેમજ શ્રાવકોના ધર્મની રક્ષા કરી હતી. તેથી દરેક મુનિ તેમજ શ્રાવકે વાત્સલ્યભાવ ધારણ કરવોજ જોઈએ. જે ભવ્યજીવ વાત્સલ્યભાવ ધારણ કરતો નથી તેના હૃદયમાં રત્નત્રયથી પ્રેમ નથી એમ સમજી લેવું જોઈએ. રત્નત્રયથી પ્રેમ તેના હૃદયમાં ન હોવાથી તેનો વૈરાગ્ય પણ વ્યર્થ-નિષ્ફળ જાય છે, અને ઉચ્ચ પ્રકારનું તેનું જ્ઞાન પણ નિષ્ફળ જાય છે.

प्रश्न—**स्वदया पाल्यते येन वैराग्यं तस्य कीदृशम् ।**

**અર્થ**—હે સ્વામી ! જે પુરૂષ પોતાના આત્માની દયાનું પાલન કરે છે તેનો વૈરાગ્ય કેવો મનાય છે ?

उत्तर—**स्वर्मोक्षदात्री स्वदयात्मनिष्ठैः स्वानन्दतृप्तैः परिपाल्यते यः ।**
**तथा परेषामनुरक्षणेन दृग्बोधचारित्रविवर्द्धनेन ॥७६॥**

**बोधामृतैर्वाभयदानयोगात् दत्वान्नवस्त्रं प्रियभाषणेन ।**
**वैराग्यरत्नं विमलं हि तेषां ज्ञात्वेति पाल्या स्वदयान्यजन्तोः ॥१७॥**

**અર્થ**—પોતાના આત્મામાં લીન રહેવાવાળા અને પોતાના આત્મજન્ય અતીંદ્રિય સુખમાં તૃપ્ત રહેવાવાળા જે ભવ્યજીવ સ્વર્ગમોક્ષ આપવાવાળી પોતાના આત્માની દયા પાલન કરે છે અથવા બીજા જીવોના પ્રાણોની રક્ષા કરીને તેમના સમ્યગ્દર્શન, સમ્યગ્જ્ઞાન અને સમ્યક્ચારિત્રની વૃદ્ધિ કરીને અથવા જ્ઞાનરૂપી અમૃત દ્વારા તેમને અભયદાન આપીને અથવા અન્નવસ્ત્ર આપીને અથવા પ્રિય હિતમિત વચન બોલીને અન્ય જીવો ઉપર દયા કરે છે, તેજ પુરૂષનું વૈરાગ્યરૂપી રત્ન નિર્મળ બને છે. આમ સમજીને પ્રત્યેક ભવ્યજીવે પોતાના આત્માની દયા કરવી જોઈએ અને સાથે સાથે પરજીવોની પણ દયા કરવી જોઈએ.

**ભાવાર્થ**—જે પુરૂષ અનેક પ્રકારના પાપો કરીને પોતાના આત્માને નરક નિગોદમાં ફેંકે છે તે પુરૂષ આત્મઘાતક કહેવાય છે. કેમકે ઘાત કરવાથી એકજ વાર દુઃખ થાય છે પરંતુ પાપકર્મોના ઉદયથી નરક નિગોદમાં અસંખ્યાત દુઃખ અસંખ્યાત વર્ષસુધી ભોગવવાં પડે છે. તેથી કહેવું જોઈએ કે પાપરૂપ કાર્ય કરવું તે પોતાના આત્માના ઘાત કરવા કરતાં પણ વધારે ખરાબ છે. તેથી પોતાના આત્માને તે પાપરૂપ કાર્યથી બચાવવો અથવા પોતાના આત્માને મોક્ષમાર્ગમાં લગાવવો એજ આત્માની દયાનું પાલન કર્યું કહેવાય. તેથીજ આ શ્લોકમાં સ્વદયાનું વિશેષણ સ્વર્ગમોક્ષ આપવાવાળી આપવામાં આવ્યું છે અને તે દયાનું પાલન કરવાવાળાનું વિશેષણ પોતપોતાના આત્મામાં લીન રહેવાવાળા અથવા આત્મજન્ય સુખમાં તૃપ્ત રહેવાવાળા આપવામાં આવ્યું છે. જે પુરૂષ પોતાના આત્મામાં લીન રહી શકે છે તે પુરૂષ પોતાને પાપરૂપ કાર્યોમાંથી બચાવીને મોક્ષમાર્ગ ઉપર લાવી શકે છે—મોક્ષમાર્ગમાં પ્રવૃત્ત બનાવી શકે છે. તદુપરાંત આ પ્રકારના ભવ્યજીવે પોતાની આત્માની દયા પાલન કરવા માટે અન્ય જીવો ઉપર પણ દયા રાખવી આવશ્યક છે. અન્ય જીવોની રક્ષા વસ્ત્ર અન્ન વગેરે આપીને થઈ શકે છે. હિતમિત વચનથી પણ થઈ શકે છે, અભયદાનથી પણ થઈ શકે છે અને તેમના રત્નત્રય ધર્મને (ગુણને) વધારીને પણ થઈ શકે છે. જે પુરૂષ આમ સ્વદયા અને પરદયા યોગ્ય રીતે પાળે છે તેનો વૈરાગ્ય અવશ્ય નિર્મળ

હોવો જોઈએ. એમાં લેશમાત્ર પણ સંદેહ નથી. તેથી એવી સ્વદયા તથા પરદયાનું પ્રત્યેક ભવ્યજીવે પાલન કરવું જોઈએ.

હવે વૈરાગ્યની દૃઢતાનું કારણ બતાવવામાં આવે છે—

प्रश्न—**कर्मणा केन संतिष्ठेद् वैराग्यं शुद्धचेतसि ।**

**અર્થ**—હે સ્વામી ! શું કરવાથી આ વૈરાગ્ય શુદ્ધ હૃદયમાં દૃઢ રહી શકે ?

उत्तर-**रागादिभावकर्मभ्यो मोहादिद्रव्यकर्मणः । देहादिकर्मणोप्यात्मा भिन्नश्चिन्हेन सर्वदा ।७८।**
**दक्षिणादुत्तरो लोके पूर्वतः पश्चिमो यथा । ज्ञात्वेति शुद्धचिद्रूपे तिष्ठेद् यः परमात्मनि ॥७९॥**
**तस्य स्यात्सफलं जन्म वैराग्यं मोक्षसाधकम् । ज्ञात्वेति स्वात्मशुध्यर्थं यतन्तां भव्यबांधवाः८०**

**અર્થ**—જેવીરીતે દક્ષિણ દિશાથી ઉત્તર દિશા તદ્દન જુદીજ છે અને પૂર્વ દિશાથી પશ્ચિમ દિશા તદ્દન જુદીજ છે તેવીરીતે આત્મા મોહનીય આદિ દ્રવ્ય કર્મોથી તદ્દન અલગ છે તથા શરીરાદિક નોકર્મથી તદ્દન અલગજ છે, આત્માની આ ભિન્નતા તેના જ્ઞાનાદિક ગુણોથી અથવા જ્ઞાનદર્શનરૂપ લક્ષણથી આપોઆપ સિદ્ધ થઈ જાય છે. એમ સમજીને જે ભવ્ય-જીવ પોતાના શુદ્ધ ચિદાનંદમય પરમાત્મામાં લીન રહે છે તેનો જન્મ આ સંસારમાં સફળ થયો એમ કહેવાય આમ સમજીને ભવ્ય જીવોએ પોતાના આત્માને શુદ્ધ કરવા માટે હમેશાં પ્રયત્ન કરવો જોઈએ.

**ભાવાર્થ**—જ્યાં સુધી આ આત્મા રાગદ્વેષને વશીભૂત હોય છે અથવા જ્ઞાનાવરણાદિ આઠ કર્મોને આધીન હોવાથી ઈષ્ટ અનિષ્ટ પદાર્થો ઉપર રાગદ્વેષ કરે છે, અથવા શરીર ઉપર મમતા રાખે છે ત્યાંસુધી તેનો વૈરાગ્ય દૃઢ બની શકતોજ નથી. જ્યારે આ આત્મા આ રાગદ્વેષાદિકને અથવા કર્મોને અને શરીરને આત્માથી તદ્દન અલગ માની લે છે તથા આત્માને આ સર્વેથી ભિન્ન માને છે, જ્ઞાન, દર્શન વગેરે લક્ષણોથી તેનુ સ્વરૂપ કર્માદિકથી ભિન્ન માને છે અને એમ માન્યા પછી પોતાના આત્માને પરપદાર્થોમાં લીન થવા ન દેતાં ફક્ત પોતાના આત્મામાંજ લીન થવા દઈ સમસ્ત રાગદ્વેષ અથવા વિકારોને દૂર કરી

આત્માને શુદ્ધ બનાવી દે છે ત્યારેજ તેનો વૈરાગ્ય શાશ્વત સ્થિર રહે છે અને તેવા પુરુષનોજ જન્મ સાર્થક મનાય છે. કેમકે જે જન્મ ધારણ કરી આ આત્મા પોતાનું કલ્યાણ કરી લે તેજ જન્મ સાર્થક માનવો જોઈએ. તેથી સમસ્ત ભવ્યજીવોએ રાગદ્વેષાદિક વિકારોને દૂર કરી પોતાના આત્માને શુદ્ધ કરવાનો પ્રયત્ન કરવો જોઈએ. એજ મનુષ્ય જન્મનો સાર છે.

**હવે મનુષ્યને શ્રેષ્ઠ વિચાર બતાવવામાં આવે છે—**

प्रश्न — **किं किं विचारणीयं कौ स्वामिन् मे वद साम्प्रतम् ।**

**અર્થ**—હે સ્વામી ! આ સંસારમાં શું શું વિચાર કરવા જોઈએ તે કૃપા કરીને કહો.

**उत्तर—विश्वस्वरूपं विविधप्रकारं कायस्वरूपं विपरीतरूपम् ।**

**चित्रं विचित्रं भयदं सदेत्थमस्त्यत्र लोके क्षणदृष्टनष्टम् ॥८१॥**

**ज्ञात्वा तयोर्दुःखमयं स्वभावं स्वप्नेऽपि रागो न कदापि कार्यः ।**

**वैराग्यबोधादिविवर्द्धनार्थं पूर्वोक्तरीत्यैव विचारणीयम् ॥८२॥**

**ભાવાર્થ**—આ સંસારમાં સંસારનાં તેમજ શરીરનાં સ્વરૂપનો વિચાર કરવાથીજ વૈરાગ્ય અને જ્ઞાનની વૃદ્ધિ થાય છે. આ સંસાર અનેક પ્રકારનાં દુઃખો તેમજ વિપત્તીઓથી ભરપૂર છે એમાં અનેક પ્રકારની ચિત્રવિચિત્રતા માલુમ પડે છે. આજ જે આપણા પિતા છે તે આવતી કાલે મરીને આપણા પુત્ર તરીકે જન્મ લે છે. આજ જે ધર્મપત્ની છે તે આવતી કાલે મરીને આપણી બેન બને છે અથવા પુત્રી બની જાય છે. અરે ! એટલે સુધી કે પોતે મરીને પોતાના પુત્ર તરીકે જન્મ લે છે. તે ઉપરાંત દેખતાં દેખતાં તો આ સંસાર નષ્ટ થઈ જાય છે. માતા, પિતા પુત્ર, ભાઈબંધુ વગેરેનો સંયોગ તો માત્ર વિજળીની માફક ચંચળ છે. તેમના કોઈ નિશ્ચિત સમય નથી. જેમનો આ જે સંયોગ છે તેમનો આવતી કાલે વિયોગ પણ થાય છે. આજે જે ધનવાન છે તે કાલે રંક થઈ જાય છે. આ વિચારવાથી આ સંસારની અનિત્યતા સહેલાઈથી માલુમ પડે છે.

તદ્દુપરાંત સર્વે કોઈને પોતપોતાના પ્રમાણમાં ભય છે. કોઈને રાજ્યનો ભય છે, કોઈને માતાપિતાનો ભય છે, કોઈને રોગોનો ભય છે, કોઈને ચોરોનો ભય છે, કોઈને શત્રુઓનો ભય છે, કોઈને આ લોક તેમજ પરલોકનો ભય છે, આ સંસારમાં કોઈપણ જીવ નિર્ભય નથી. આમ આ સંસારનું સ્વરૂપ જાણીને કોઈપણ જીવે કોઈપણ જીવ ઉપર તેમજ વસ્તુ ઉપર રાગ અથવા મોહ રાખવો ન જોઈએ.

**ભાવાર્થ**—આવીરીતે શરીરનું સ્વરૂપ પણ દુઃખમયજ છે. આ શરીર અનેક રોગોથી ઘેરાએલું છે, મળમૂત્રથી ભરપૂર છે, હાડકા, માંસ, લોહી, પરૂ વગેરે અત્યંત ઘૃણિત પદાર્થોનું બનેલું છે, અત્યંત કૃતઘ્ન અને અપવિત્ર છે. જો આ શરીરના દેખાતા સુંદરમાં સુંદર ભાગને ઉતરાવીને અંદરના ભાગમાં જોવામાં આવે તો કોઈપણ મનુષ્ય તેને જોઈ શકતો નથી. તદ્દુપરાંત તે ક્ષણભંગુર છે. હાલ છે પરંતુ ક્ષણવારમાંજ નષ્ટ પામે છે. એનો બિલકુલ ભરોસો નથી. આમ સમજીને આ શરીર ઉપર કદી રાગ અથવા પ્રેમ કરવો ન જોઈએ. આ શરીર અને સંસાર એ બંનેનો સ્વભાવ જેવો સુંદર અને સુખદાયી આપણે માનીએ છીએ તેવો નથી પરંતુ તેથી તદ્દન વિપરીત છે. બંનેનો સ્વભાવ દુઃખ આપવાનો છે. આમ બંનેના સ્વરૂપને જાણ્યા પછી સ્વપ્નમાં પણ તેમના ઉપર રાગ કરવો ન જોઈએ. દરેક ભવ્યજીવોએ પોતાના વૈરાગ્યની વૃદ્ધિ માટે અને જ્ઞાનની પણ વૃદ્ધિ માટે ઉપર મુજબ સંસાર તેમજ શરીરના સ્વરૂપનું ચિંતવન કરતા રહેવું જોઈએ. આમ ચિંતવન કરવાથી જ્ઞાન તેમજ વૈરાગ્યની વૃદ્ધિ અવશ્ય થાય છે. આત્માના સ્વરૂપનું યથાર્થ જ્ઞાન થાય છે અને જલ્દી મોક્ષની પ્રાપ્તિ થાય છે.

**હવે જ્ઞાન અને વૈરાગ્ય સિવાયની સમસ્ત ક્રિયાઓ નિષ્ફળ છે એમ બતાવવામાં આવે છે—**

પ્રશ્ન—**ज्ञानवैराग्यशून्यस्य क्रिया स्यात् कीदृशी वद ।**

હે ભગવાન્ ! જે પુરૂષ જ્ઞાન અને વૈરાગ્ય વિહોણો છે તેની સર્વે ક્રિયાઓ કેવી હોય છે તે કૃપા કરીને કહો. ૪૯॥

ઉત્તર-**ज्ञानवैराग्यशून्यस्य क्रियाकाण्डो जपस्तपः । ध्यानाध्ययनमौनादि वृथा स्याल्लिंगधारणम् ८३**

**ज्ञात्वेति ज्ञानवैराग्यं न विना लिंगधारणम् । कार्यं न निष्फलं ध्यानं विज्ञानशास्त्रधारिणा ८४**

**અર્થ**—જે પુરૂષ જ્ઞાન તથા વૈરાગ્ય વિહોણો છે તેનાં સમસ્ત ક્રિયાકાંડ વ્યર્થ છે. જપ, તપ, ધ્યાન, અધ્યયન, અને મૌનધારણવિધિ વગેરે સમસ્ત કાર્ય વ્યર્થ છે, તથા દીક્ષા લઈને બ્રહ્મચારી અથવા ક્ષુલ્લક થવું અથવા નિર્ગ્રંથ મુનિ થવું વગેરે સમસ્ત ક્રિયા પણ વ્યર્થ છે. આમ સમજીને આ જીવને જ્યાંસુધી જ્ઞાન તેમજ વૈરાગ્યની પ્રાપ્તિ ન થાય ત્યાંસુધી કદીપણ નિર્ગ્રંથ મુનિ અવસ્થા લેવી ન જોઈએ. અથવા ક્ષુલ્લક અથવા બ્રહ્મચારી પણ બનવું ન જોઈએ તથા વિજ્ઞાન શાસ્ત્રોના જાણકાર પુરૂષે જ્ઞાન વૈરાગ્ય સિવાય નિષ્ફળ ધ્યાન પણ ધરવું ન જોઈએ.

**ભાવાર્થ**—જ્ઞાન શબ્દનો અર્થ આત્મિકજ્ઞાન સમજવું જોઈએ. કેમકે આત્મજ્ઞાન થયા સિવાયનું સમસ્ત જ્ઞાન મિથ્યાજ્ઞાન છે. તથા મિથ્યાજ્ઞાન સંસારમાં ડુબાડનાર છે. તેથી સિદ્ધ થાય છે કે આત્માનું કલ્યાણ કરવાવાળું તો માત્ર આત્મજ્ઞાનજ છે. જ્યાંસુધી આ જીવ પોતાના આત્માના સ્વરૂપને જાણતો નથી ત્યાંસુધી તે પોતાના આત્માનું કલ્યાણ કરી શકતો નથી. તેથી આત્મકલ્યાણ કરવા માટે આત્માના યથાર્થ જ્ઞાનની આવશ્યકતા પડે છે. જ્યારે આ જીવ આત્માનું સ્વરૂપ સમજી લે છે ત્યારે તે શરીરાદિક પરપદાર્થો ઉપર અવશ્ય ઉદાસીન ભાવ સેવે છે, અને તેના ઉપરથી મમતા—મમત્વ ભાવ છોડી દઈને આત્મ સ્વભાવમાં લીન બને છે. આવી અવસ્થામાં જ્યારે તે જિનેશ્વર પૂજા, પાત્રદાન, ધર્મધ્યાન વગેરે જે જે ક્રિયાઓ કરે છે તે સર્વ ક્રિયા સફળ મનાય છે. આત્મામાં લીન હોવા છતાંપણ આ જીવ ધ્યાન ધરી શકે છે, અધ્યયન કરી શકે છે, મૌન ધારણ કરી શકે છે અને નિર્ગ્રંથ મુનિ અવસ્થા ધારણ કરી તેમનો સમસ્ત ક્રિયાઓનું યથાર્થ રીતે પાલન કરી શકે છે. આત્મજ્ઞાન સિવાય તેમજ આ શરીરાદિક પદાર્થો ઉપરથી મમત્વમાત્ર છોડ્યા સિવાય કદીપણ જિનેશ્વરરૂપ ધારણ કરી શકાતું નથી. અને જપ, તપ, ધ્યાન વગેરે ક્રિયાઓ પણ થઈ શકતી નથી. તેથી વિજ્ઞાનશાસ્ત્ર માણુવાવાળા પુરૂષોએ પણ આત્મજ્ઞાન પ્રાપ્ત કરવાનો પ્રયત્ન કરવો જોઈએ. કેમકે આત્મજ્ઞાનની સાથેજ યથાર્થ વૈરાગ્યની પ્રાપ્તિ થાય છે આત્મજ્ઞાન અને વૈરાગ્ય સિવાયનાં તેમાં ધ્યાન, અધ્યયન વગેરે સમસ્ત ક્રિયાઓ વ્યર્થ છે. અથવા જિનેશ્વર દીક્ષા ધારણ કરવી અથવા વર્ણી, ક્ષુલ્લક વગેરે થવુ પણ વ્યર્થ છે. તેથી બુદ્ધિમાનોએ એવાં અર્થ વિનાનાં ( વ્યર્થ ) કાર્ય કદીપણ ન કરવાં જોઈએ.

હવે મુનિયોની વૈરાગ્યની વૃદ્ધિ વિષે કહેવાય છે—

**પ્રશ્ન—वैराग्यं वर्द्धते स्वामिन् कस्मिन् जीवे गुरो वद ।**

**અર્થ**—હે ગુરૂદેવ ! આ વૈરાગ્ય કયા જીવોમાં વધતો રહે છે તે કૃપા કરીને કહો.

**उत्तर—सर्वसंगबहिर्भूते शत्रुमित्रसमानके । मानापमानमुक्ते हि देहमात्रपरिग्रहे ॥८५॥**

**साधौ स्वसाधकं धीरे वैराग्यं वर्द्धते वरम् । पूर्वोक्तधर्मबाह्ये न वंचके भेषमात्रके ॥८६॥**

**અર્થ**—જે મુનિ બાહ્ય અને અભ્યંતર સમસ્ત ચોવીસ પરિગ્રહથી રહિત હોય છે, જે શત્રુમિત્રમાં સમાન ભાવ ધારણ કરે છે, જે માન અપમાન બંનેથી સર્વથા રહિત હોય છે, જેમની પાસે શરીર માત્રજ પરિગ્રહ છે શરીર સિવાય બીજો કોઈ-પણ પરિગ્રહ નથી, જે પોતાના આત્માની સિદ્ધિમાં હમેશાં લીન રહે છે અને જે અત્યંત ધીરવીર હોય છે એવા મુનિરાજોના શ્રેષ્ઠ વૈરાગ્યની વૃદ્ધિ થાય છે. જે સાધુઓમાં પૂર્વોક્ત ધર્મ [ ગુણ ] હોતા નથી અને જે ફક્ત વેષ ધારણ કરી ફક્ત સંસારને ઠગે છે તેવા સાધુઓમાં વૈરાગ્યની વૃદ્ધિ અથવા વૈરાગ્યનું સ્થાન કદીપણ હોઈ શકતું નથી.

**ભાવાર્થ**—વીતરાગતાજ વૈરાગ્યની વૃદ્ધિનું કારણ છે. જ્યાં જ્યાં વીતરાગતા છે ત્યાં ત્યાં પરિગ્રહનો ત્યાગ હોય છે સમતાભાવ હોય છે અને મોહ, મદ, માયા, કામ વગેરે સમસ્ત વિકારોનો ત્યાગ હોય છે. તેથી જ્યાં વીતરાગતા છે ત્યાં વૈરાગ્યની વૃદ્ધિ થઈ શકે છે. જ્યાં વાસ્તવિક વીતરાગતા નથી, સમતાભાવ નથી, પરિગ્રહોનો ત્યાગ નથી આત્મકલ્યાણ કરવાની ઇચ્છા નથી, તથા જ્યાં ફક્ત શરીર અને ઇન્દ્રીઓને પોષવાની લાલસા રહે છે ત્યાં વૈરાગ્ય બીલકુલ સંભવી શકતો નથી—ટકી શકતો પણ નથી. જો એવા પુરૂષને કદાચિત વૈરાગ્ય ઉત્પન્ન થાય તો ફક્ત સ્મશાન વૈરાગ્યજ ઉત્પન્ન થાય છે અને ફક્ત અલ્પ સમય માટેજ રહે છે. શાશ્વત ટકી શકતો નથી. એટલી વાત તો તદ્દન સત્ય છે કે વૈરાગ્ય સિવાય આત્માનું કલ્યાણ બીલકુલ થઈ શકતું નથી. તેથી ભવ્ય જીવોએ આત્મકલ્યાણ કરવા માટે વૈરાગ્ય ધારણ કરી સમસ્ત પરિગ્રહોનો ત્યાગ કરી

 દેવો જોઈએ. સમસ્ત ઇષ્ટ અનિષ્ટ પદાર્થોમાં સમતાભાવ ધારણ કરવો જોઈએ. અને આવીરીતે વૈરાગ્યની વૃદ્ધિ કરી આત્મકલ્યાણ કરી લેવુ જોઈએ. આજ મનુષ્ય જન્મનો સાર છે. 

**હવે વૈરાગી પુરૂષના રહેવાના સ્થાન વિષે કહેવામાં આવે છે—**

પ્રશ્ન— **क्व वैराग्याभिलाषी भो तिष्ठेन्नैव गुरो वद ।**

**અર્થ**—હે સ્વામી ! વૈરાગ્ય ધારણ કરવાની ઇચ્છાવાળા પુરૂષે કયાં રહેવું જોઇએ અને કયાં નહિ તે કૃપા કરીને કહો.

ઉત્તર— **यस्मिन् प्रदेशे स्वसुखस्य हानिः स्वराज्यलक्ष्मीश्च पराश्रिता स्यात् ।**
**भवेत्तथा संयमरत्नलोपो वैराग्यहानिरतिरागवृद्धिः ॥८७॥**
**स्वप्नेपि तस्मिन्न वसेत्प्रदेशे संसारभीरुः स्वपदानुरागी ।**
**वसेत्सदा यत्र निजात्मशुद्धिः स्वराज्यलक्ष्मीश्च भवेत्स्वदासी ॥८८॥**

**અર્થ**—જે સ્થાન ઉપર રહેવાથી પોતાના આત્મજન્ય અતીંદ્રિય સુખની હાની થતી હોય, જ્યાં રહેવાથી પોતાનો આત્માની શુદ્ધતારૂપી સ્વરાજ્યલક્ષ્મી પરાધીન થઇ જતી હોય, જ્યાં રહેવાથી સંયમરૂપી રત્નનો લોપ થતો હોય, જ્યાં રહેવાથી વૈરાગ્યની હાનીથતી હોય અને જ્યાં રહેવાથી રાગાદિક વિકારોની વૃદ્ધિ થતી હોય એવા સ્થાનોમાં સ્વપ્ને પણ રહેવું ન જોઈએ. જે પુરૂષ આ જન્મમરણરૂપી સંસારથી હમેશાં ભયભીત રહે છે અને જે પોતાના આત્મા ઉપરજ અનુરાગ રાખે છે એવા ભવ્યજીવોએ જ્યાં રહેવાથી આત્માની શુદ્ધતા પ્રાપ્ત થાય, અને જ્યાં રહેવાથી પોતાના આત્માની શુદ્ધતારૂપી સ્વરાજ્યલક્ષ્મી પોતાની દાસી થઈને રહે એવાજ સ્થાનમાં હમેશાં રહેવુ જોઈએ. 

**ભાવાર્થ**—જ્યાં રાગદ્વેષ વધારવાનાં સાધન હોય, જ્યાં ગાનતાન વગેરે આનંદના સાધન હોય, જ્યાં અસંયમી દુષ્ટ, મ્લેચ્છ વગેરે લોકો રહેતા હોય, જ્યાં અવરજવર વધુ રહેતા હોય, જ્યાં કોઈને કોઈ પ્રકારે કલબલ થતી હોય, જ્યાં ઇન્દ્રીય

અને મનને લોભાવનાર વસ્તુ હોય, જ્યાં યુદ્ધ થતુ હોય, જ્યાં ભક્ષ્ય અભક્ષ્યનો વિચાર પણ ન હોય, જ્યાં સદાચાર ન હોય જ્યાં જિનાલય ન હોય, જ્યાં સંયમ પાળનારા શ્રાવક અને મુનિ ન હોય, અને જ્યાં ધર્મની વૃદ્ધિનાં સાધન ન હોય એવા સ્થાનોમાં વૈરાગ્ય ધારણ કરવાવાળા પુરૂષોએ કદીપણ રહેવું ન જોઇએ. વિરક્ત પુરૂષોએ તો એવા એકાંત સ્થાનમાં રહેવું જોઇએ કે જ્યાં ધ્યાન અને અધ્યયન થઇ શકે. કેમકે ધ્યાન અને અધ્યયનથીજ આત્માની શુદ્ધતા થઇ શકે છે. તથા ધ્યાનથીજ આત્માની પરમ શુદ્ધતા પ્રાપ્ત થઇ શકે છે.

**હવે મુનિજન બીજા પાસેથી શું ગ્રહણ કરી શકે તે કહેવામાં આવે છે—**

प्रश्न — **वैराग्यनिष्ठसाधुः किं परादृगृह्णाति मे वद ।**

ઉચ્ચતમ વૈરાગ્ય ધારણ કરવાવાળા સાધુ બીજા પાસેથી શું ગ્રહણ કરે છે તે કૃપા કરીને હે ગુરો ! આપ કહો.

उत्तर-**केवलमन्नमात्रं च प्रासुकं विधिनार्पितम् । तदपि तनुस्थित्यर्थं गृह्णाति ध्यानवर्द्धकम् ॥८९॥**
**नैवाक्षसौख्यहेतोश्च तनु सौंदर्यहेतवे । ज्ञात्वेति निर्ममः सन् हि स्वराज्यं सुखदं कुरु ॥९०॥**

**અર્થ**—મુનિવર્ગ વ્રતી શ્રાવકોપાસેથી ફક્ત અન્ન ગ્રહણ કરે છે. અને તે પણ પ્રાસુકજ અને વિધિપૂર્વક આપવામાં આવે તોજ. તેઓ આહાર પણ શરીરને દૃઢ રાખી શરીરથી ધ્યાન અધ્યયન થઇ શકે તેટલા માટેજ લે છે. નહિ કે શરીરને હૃષ્ટપુષ્ટ બનાવવા માટે. મુનિવર્ગ ઇન્દ્રીઓના સુખને માટે અથવા શરીરની સુંદરતાને માટે આહાર લેતા નથી. આમ સમજીને દરેક ભવ્ય જીવોએ પોતાના શરીર ઉપરથી મમત્વનો ત્યાગ કરી પોતાના આત્માની શુદ્ધતારૂપી સ્વરાજ્યલક્ષ્મી મેળવવા પ્રયત્ન કરવો જોઇએ.

**ભાવાર્થ**—મુનિલોક શરીર ઉપર મમત્વ રાખતા નથી તો પછી ભોજનપર તો મમત્વ કેવીરીતે રાખી શકે. આથી પણ સિદ્ધ થાય છે કે તે શરીરની સુંદરતાને માટે કદીપણ આહાર લેતા નથી. જ્યારે તેમને શરીર ઉપર મમત્વ નથી તો પછી તેમને ઇન્દ્રીઓના વિષયોની લાલસા તો કેવીરીતે હોઇ શકે ! આથી પણ સિદ્ધ થાય છે કે મુનિલોક ઇન્દ્રીઓને તૃપ્ત કરવા

માટે અથવા શરીરને હૃષ્ટપુષ્ટ બનાવવા માટે આહાર લેતા નથી. પરંતુ એવી અવસ્થામાં એક પ્રશ્ન ઉદ્ભવે છે કે તેઓ આહાર શા માટે લે છે ? તેનો ઉત્તર એજ છે કે આ આત્માની સાથે અનંતાનંત કાળથી કર્મો લાગેલા હોય છે તથા કર્મોનો ક્ષય વ્રત, તપ તથા ધ્યાન સિવાય કદીપણ થઈ શકતો નથી. તેથી કર્મોનો ક્ષય કરવા માટે ધ્યાન ધરવુંજ જોઈએ. તથા તપશ્ચરણ કરવું જોઈએ. હવે શરીર સિવાય ધ્યાન તથા તપશ્ચરણ પણ થઈ શકતાં નથી. અને આહાર સિવાય શરીર પણ ટકી શકતું નથી. આથી પરમ વીતરાગ મુનિરાજ આ શરીર દ્વારા તપશ્ચરણ અને ધ્યાનની વૃદ્ધિને માટેજ આહાર ગ્રહણ કરે છે. અને તે પણ નવધાભક્તિયુક્ત બત્રીસ અંતરાય અને છેતાલીસ દોષો ટાળીને મળે તોજ લે છે. નહિ તો નહિ. તેથી દરેક ભવ્યજીવે પોતાના શરીર પરથી મમત્વ છોડી દઈને આત્માને શુદ્ધ કરવાનો પ્રયત્ન કરવો જોઈએ.

**હવે સમસ્ત પરિગ્રહનો ત્યાગ કરવા છતાં આહારનો ત્યાગ કરવામાં આવતો નથી તેનું કારણ બતાવવામાં આવે છે—**

**પ્રશ્ન—सर्वसंगपरित्यागी किं न त्यजति भोजनम् ?।**

**અર્થ**—હે સ્વામિન્ ! મુનિજન સર્વ પ્રકારના પરિગ્રહનો ત્યાગ કરે છે. પરંતુ તે ભોજનનો ત્યાગ કેમ કરતા નથી તે કૃપા કરીને કહો.

**उत्तर-न गृह्णाति यदि ह्यन्नं तर्हि देहो विनश्यति पूर्वकर्मस्थितेः शेषाज्जन्ममृत्युः पुनः पुनः ॥९१॥**
**अन्नं हि तनुस्थित्यर्थं तनुः स्याद्ध्यानवृद्धये । सर्वकर्मविनाशार्थं ध्यानं स्यान्न्यायसंगतम् ।९२।**

**અર્થ**—જો મુનિજન અન્ન ગ્રહણ નહિ કરે તો તેમનું શરીર અવશ્ય નાશ પામે. તથા શરીરના નાશ પામવાથી પહેલાનાં સંચિત કરેલ કર્મો તેમનેતેમ રહી જાય અને કર્મની સ્થિતિ તેવીને તેવી રહેવાથી તેનું ફળ ભોગવવા માટે વારંવાર જન્મમરણના ફેરામાં સંડોવાવું પડે. જો મુનિરાજ ભોજન લે છે તો શરીરની સ્થિતિ સારી તેવીને તેવી રહે છે. અને શરીરની સ્થિતિ આવી રહેવાથી ધ્યાનની વૃદ્ધિ થાય છે અને ધ્યાનથી સમસ્ત કર્મોનો નાશ થાય છે. આ બાબત સર્વાંશે સત્ય છે તેથીજ મુનિરાજ આહાર ગ્રહણ કરે છે.

**ભાવાર્થ**—મુનિરાજ શરીર ઉપર બીલકુલ મમત્વ રાખતા નથી આ બાબત નિશ્ચિત છે. શરીર ઉપર મમત્વ ન રાખવાથી તેઓ આહારનો પણ સર્વથા ત્યાગ કરી શકે છે. પરંતુ આહારનો સર્વથા ત્યાગ કરવાથી શરીર યોગ્ય સ્થિતિ પર રહી શકતું નથી. અને તંદુરસ્ત શરીર સિવાય ધર્મધ્યાન પણ થઇ શકતું નથી. અને ધ્યાન તથા જ્ઞાનની વૃદ્ધિ સિવાય કર્મોનો નાશ ક્ષય થતો નથી. તેથી મોક્ષ પ્રાપ્ત કરવાવાળા પુરૂષોને કર્મોનો નાશ કરવાની આવશ્યકતા પડે છે. કર્મોના નાશ માટે જ્ઞાન તથા ધ્યાનની આવશ્યકતા પડે છે અને શરીરને માટે આહારની આવશ્યકતા પડે છે. આથી સિદ્ધ થાય છે કે જ્ઞાન તથા ધ્યાનની વૃદ્ધિને માટેજ મુનિરાજ આહાર ગ્રહણ કરે છે. આહાર લેવાને માટે તેમનો બીજો કોઇ હેતુ હોઇ શકતોજ નથી.

**હવે વિરક્ત બુદ્ધિ કોની થાય છે તે કહેવાય છે—**

**પ્રશ્ન—सुबुद्धिः विरतिः केषां शंसनीया गुरो वद ।**

**અર્થ**—હે સ્વામિન્ ! વિરક્ત બુદ્ધિ કોની પ્રશંસનીય ગણાય છે તે કૃપા કરીને કહો.

**ઉત્તર—स्वानन्दसाम्राज्यपदे पवित्रे कर्तुं निवासं स्वरसस्यपानम् ।**
**हर्तुं यतन्ते विषमं कषायं बहिः प्रवृत्तिं भयदां सदा ये ॥९३॥**
**तेषां भवेदेव निजाश्रितानां प्रशंसनीया विरतिः सुबुद्धिः ॥**
**ज्ञात्वेति भव्यैः परिपालनीया पूर्वोक्तरीतिः सुखशांतिदात्री ॥९४॥**

**અર્થ**—જે ભવ્યજીવ પોતાના ચિદાનંદરૂપી પવિત્ર સામ્રાજ્યપદમાં નિવાસ કરવા માટે હમેશાં પ્રયત્ન કરે છે, પોતાના આત્મજન્ય અતીન્દ્રિય સુખનું આસ્વાદન કરવાનો પ્રયત્ન કરે છે તથા વિષય અને કષાયોનો ત્યાગ કરવાનો પ્રયત્ન કરે છે, અનેક પ્રકારે ભય ઉત્પન્ન કરાવવાળી પોતાની બાહ્ય પ્રવૃત્તિઓનો ત્યાગ કરવાનો પ્રયત્ન કરે છે અને જે હમેશાં પોતાના શુદ્ધ આત્મામાં લીન રહે છે એવા ભવ્યજીવોની સુબુદ્ધિ અને ત્યાગ બંને પ્રશંસનીય મનાય છે. એમ સમજીને સમસ્ત ભવ્યજીવોને સુખ અને શાંતિ આપવાવાળાં પૂર્વોક્ત કાર્યો કરવાનો પ્રયત્ન કરવો જોઇએ.

**ભાવાર્થ**—જ્યાંસુધી આ જીવ વિષય કષાયોનો ત્યાગ કરતો નથી અને તે વિષય કષાયોને આધીન રહેવાવાળી બાહ્ય પ્રવૃત્તિઓનો ત્યાગ કરતો નથી ત્યાંસુધી આ જીવ પોતાના આત્માનું કલ્યાણ કરવામાં પ્રવૃત્ત થઈ શકતો નથી. આત્મકલ્યાણની પ્રવૃત્તિ વિના અતીન્દ્રિય સુખનો આનંદ અથવા અનુભવ મળી શકતો નથી. અને પોતાના આત્મિક અનુભવ સિવાય સુબુદ્ધિ ઉત્પન્ન થતી, નથી અને સુબુદ્ધિ વિના યથાર્થ ત્યાગ પણ થઈ શકતો નથી. તેથી જે પુરૂષ પોતાના આત્માનું હિત કરવાની ઇચ્છા રાખે છે, આત્મામાં અનંત સુખ અને શાંતિ ઉત્પન્ન કરવાની ઇચ્છા રાખે છે, તેણે પ્રથમ વિષય કષાયોનો ત્યાગ કરવો જોઇએ. અને પછી અનુક્રમે બાહ્ય પ્રવૃત્તિઓનો ત્યાગ કરી પોતાના શુદ્ધ આત્માનો અનુભવ કરવાનો પ્રયત્ન કરવો જોઇએ. જે ભવ્યજીવને પોતાના આત્માનો અનુભવ થઇ જાય છે તે જીવોને શરીર આદિ પરપદાર્થોનું પણ સંપૂર્ણ જ્ઞાન થઈ જાય છે. તેથી પરપદાર્થોનું યથાર્થ જ્ઞાન થવાથી જીવ તેનો પણ ત્યાગ કરવાનો પ્રયત્ન કરે છે. અને અનુક્રમે ત્યાગ કરી પોતાના આત્માને સમ્યગ્જ્ઞાનમય બનાવી દે છે. બસ ખરેખર ! તેનો તે ત્યાગ તથા તે પ્રકારની સુબુદ્ધિ આ સંસારમાં પ્રશંસનીય મનાય છે. તેથી મોક્ષની ઇચ્છા કરવાવાળા જીવે આવીજ પ્રશંસનીય સુબુદ્ધિ રાખવી જોઇએ જેથી જલ્દી તેને અનંતસુખની પ્રાપ્તિ થાય.

**હવે જ્ઞાન તથા વૈરાગ્ય સિવાયનું મુનિપણુ વ્યર્થ છે એમ કહેવામાં આવે છે—**

પ્રશ્ન—**वैराग्यबोधहीनश्च मुनिर्भाति न वा क्वचित् ।**

**અર્થ**—હે સ્વામિન્ ! જ્ઞાન અને વૈરાગ્ય સિવાય મુનિ કોઈ સ્થળે શોભાયમાન હોય છે કે નહિ તે કૃપા કરીને કહો.

ઉત્તર—**संसारसंतापविनाशकेन वैराग्यबोधेन शिवप्रदेन ।**
**विना मुनीनां न च भाति वेषो वपुश्च वाणी न नृजन्म तेषाम् ॥९५॥**
**क्रियाकलापोपि जपस्तपश्च वृथा भवेत्संयमधारणादिः ।**
**ज्ञात्वेति नित्यं परिवर्द्धनीयौ वैराग्यबोधौ निजजन्मसारौ ॥९६॥**

**અર્થ**—મુનિરાજોના ઉત્તમ વૈરાગ્ય અને આત્મજ્ઞાનરૂપી સમ્યગ્જ્ઞાન સંસારના સમસ્ત સંતાપોના નાશ કરવાવાળા છે, અને મોક્ષ આપવાવાળા છે. તેથી આ ઉત્તમ વૈરાગ્ય અને આત્મજ્ઞાનરૂપી સમ્યગ્જ્ઞાન સિવાય તેમના વેષ શોભાને પાત્ર નથી, તેમનું શરીર શોભાને પાત્ર નથી, તેમની વાણી શોભાને પાત્ર નથી, તેમના મનુષ્યજન્મ શોભાને પાત્ર નથી, તેમની સમસ્ત ક્રિયાઓ શોભાને પાત્ર નથી, તેમનાં જપ અને તપ શોભાને પાત્ર નથી, અને તેમના સંયમ પણ શોભાને પાત્ર નથી, તેમનાં કમંડળ અને પીછી પણ શોભાને પાત્ર નથી. જ્ઞાન અને વૈરાગ્ય સિવાય તે મુનિરાજોના સમસ્ત જપ, તપ વગેરે વ્યર્થ જાય છે. આમ સમજીને ભવ્યજીવોએ મનુષ્ય જન્મના સારરૂપ આ ઉત્તમ વૈરાગ્ય અને સમ્યગ્જ્ઞાનની વૃદ્ધિને માટે હમેશાં પ્રયત્ન કરવો જોઈએ.

**ભાવાર્થ**—મુનિરાજોની શોભા જ્ઞાન અને વૈરાગ્યવડેજ છે. જો કે મુનિદીક્ષા વૈરાગ્યભાવ ઉત્પન્ન થવાથીજ ધારણ કરવામાં આવે છે, વૈરાગ્ય પરિણામો સિવાય કોઈપણ જીવ મુનિદીક્ષા ધારણ કરતો નથી છતાંપણ પ્રત્યેક મુનિરાજે તે વૈરાગ્યને દૃઢ રાખવો જોઈએ. જો તે વૈરાગ્ય દૃઢ ન રહે તો કોઈપણ કાળે તેઓ ભ્રષ્ટ થાય એ સંભવિત છે. તેથી પોતાના મુનિવ્રતમાં અત્યંત દૃઢ રહેવા માટે પ્રત્યેક મુનિરાજે પોતાના વૈરાગ્યને દૃઢ બનાવવા પ્રયત્ન કરવો જોઈએ. તથા વૈરાગ્યને દૃઢ રાખી પોતાના જ્ઞાનની વૃદ્ધિ કરવી જોઈએ. આ જ્ઞાનનું કોઈ પારાવાર નથી. કેવલજ્ઞાનજ તેની સીમા છે. તેથી જ્યાંસુધી કેવલજ્ઞાનની પ્રાપ્તિ ન થાય ત્યાંસુધી દરેક મુનિરાજે પોતાના આત્માની શુદ્ધિ કરવા જોઈએ. આ વાત પણ ધ્યાનમાં રાખવી જોઈએ કે આ આત્મજ્ઞાન જેમ જેમ વધતું જશે તેમ તેમ ધ્યાનની વૃદ્ધિ પણ થતી જશે. તથા ધ્યાનની પૂર્ણતા થતાં કેવલજ્ઞાન અને મોક્ષની પ્રાપ્તિ અવશ્ય થશે તેથી મોક્ષની ઇચ્છા કરવાવાળા સમસ્ત મુનિરાજોએ પોતાના ઉત્તમ વૈરાગ્યને દૃઢ રાખી આત્મજ્ઞાનની વૃદ્ધિ કરતા રહેવું જોઈએ. જ્ઞાન તથા વૈરાગ્ય સિવાય તેમનાં સમસ્ત જપ, તપ, સંયમ, મિષ્ટ ભાષણ વગેરે સર્વ વ્યર્થ છે. જ્ઞાન તથા વૈરાગ્ય સિવાયના મુનિરાજ બીલકુલ શોભાને પાત્ર નથી.

**હવે ગાઢ વૈરાગ્યને માટે કર્તવ્ય બતાવવામાં આવે છે—**

**પ્રશ્ન—वैराग्यं कस्य गाढं स्याद्वद मे शर्मदं गुरो ?।**

**અથ**—હે સ્વામિન્ ! કયા પુરૂષનો વૈરાગ્ય અત્યંત દૃઢ રહે છે તે કૃપા કરીને કહો.

ઉત્તર—**मायासुमिथ्यात्वनिदानशल्यं यस्यास्ति किंपाकफलस्य तुल्यम् ।**
**प्रतिक्षणं प्राणहरं नितान्तमज्ञानजं तापकरं सदा हि ॥९७॥**
**स्वप्नेपि तस्यास्ति नराधमस्य वैराग्यवृत्तिः सुखदा न विद्या ।**
**ज्ञात्वेति मुक्त्वा त्रिविधं च दोषं वैराग्यवृत्तिर्हृदि धारणीया ॥९८॥**

**અર્થ**—આ સંસારમાં માયા, મિથ્યાત્વ અને નિદાન એ ત્રણે પ્રકારના શલ્ય અંદરવરણા નામના ફળની માફક અત્યંત દુઃખ આપવાવાળા છે. ક્ષણેક્ષણે પ્રાણોને નાશ કરવાવાળા છે, અત્યંત અજ્ઞાનતાને લીધે ઉત્પન્ન થવાવાળા છે અને અનેક પ્રકારના સંતાપ ઉત્પન્ન કરાવવાળા છે. તેથી આ ત્રણે શલ્ય ધારણ કરવાવાળો પુરૂષ નરાધમ અથવા નીચ ગણાય છે. અને તેથી તેને સુખ આપવાવાળી વૈરાગ્યની પ્રવૃત્તિ અને જ્ઞાનની પ્રવૃત્તિ સ્વપ્ને પણ હોઈ શકતી નથી. તેથી માયા મિથ્યાત્વ અને નિદાન એ ત્રણે શલ્યનો ત્યાગ કરી વૈરાગ્ય ભાવના સેવવા માટે દરેક પુરૂષે યત્ન કરવી જોઈએ.

**ભાવાર્થ**—દગાબાજી અથવા છલકપટ કરવો તેનું નામ માયા શલ્ય કહે છે. છલકપટ કરવાવાળા પુરૂષને વૈરાગ્ય ભાવના કદીપણ થઈ શકતા નથી. તોપણ માયાચારી પુરૂષ પોતાના માયાચારના બળથી મિથ્યા વૈરાગ્ય ભાવના બતાવી શકે છે પરંતુ તેની તે મિથ્યા વૈરાગ્યભાવના માયાચારને લીધે નીચ તિર્યંચ યોનિ તથા નિગોદના કારણરૂપ છે. તે વૈરાગ્ય ભાવનાથી આત્માનું કલ્યાણ કોઈપણ કાળે થવાનું નથી. તેથી આત્માના યથાર્થ સ્વરૂપ પર શ્રદ્ધાન ન રાખવુ તેનું નામ મિથ્યાત્વ. આ મિથ્યાત્વ નરકમાં લઈ જવાવાળું છે અને વૈરાગ્યનો પરમ શત્રુ છે. કેમકે જ્યાં મિથ્યાત્વ છે ત્યાં આત્માના યથાર્થ સ્વરૂપનું જ્ઞાન અને શ્રદ્ધાન બીલકુલ હોઈ શકતાં નથી અને આત્માના યથાર્થ સ્વરૂપના શ્રદ્ધાન સિવાય વૈરાગ્યભાવના કદીપણ ઉદ્ભવી શકતી નથી. તદુપરાંત આ મિથ્યાત્વ સમસ્ત પાપોના મૂળરૂપ છે અને અનંતકાળ સુધી દુઃખ આપવાવાળું છે. આવીરીતે ભવિષ્યમાં ભોગોનું સેવન કરવાની આકાંક્ષા રાખવી તેને નિદાન કહે છે. આ નિદાન પણ લોભની પર્યાય

છે અને લોભ પાપના બાપ સમાન છે. સંસારમાં જેટલાં પાપ થાય છે તે સર્વ કંઈ ને કંઈ લોભને લીધેજ ઉત્પન્ન થાય છે. આવીરીતે આ નિદાન પણ સમસ્ત પાપોની જડરૂપ છે. આવીરીતે આ માયા, મિથ્યાત્વ, અને નિદાન એ ત્રણે મહાનપાપ ગણાય છે. એ ત્રણે પાપ દેખવામાં તો અત્યંત સુંદર–મીઠા લાગે છે પરંતુ અંદરવરણાના ફળની માફક અત્યંત દુઃખ આપવાવાળા છે. અંદરવરણાનું ફળ દેખાવમાં કંઈક અંશે સુંદર અને ખાવામાં કંઈક મીઠું હોય છે. છતાંપણ ઝેરી હોવા છતાં અજ્ઞાની પુરૂષ તેને સુંદર અને મીઠું સમજી ખાય છે અને અંતે મરણને શરણ થાય છે. તેવીજરીતે આ ત્રણે શલ્યોને ધારણ કરવા અત્યંત સુંદરઠીક તો લાગે છે પરંતુ તેનું ફળ તો નરક અને નિગોદજ છે. તેથી આ ત્રણે શલ્યો પ્રાણનાશ કરવાવાળા છે, હમેશાં અત્યંત દુઃખ દેવાવાળા છે, અને અજ્ઞાનતાથીજ ઉત્પન્ન થવાવાળા છે એમ આચાર્ય મહારાજે કહેલુ છે. શલ્ય ધારણ કરવાવાળા મનુષ્યને વૈરાગ્ય ભાવના કદીપણ થતી નથી. તેથી મોક્ષની ઇચ્છા કરવાવાળા સમસ્ત ભવ્યજીવોએ પ્રથમ માયા, મિથ્યાત્વ અને નિદાન આ ત્રણે શલ્યો ત્યજી દઈને વૈરાગ્ય ભાવના ધારણ કરવી જોઇએ. આમ કરવાથીજ વૈરાગ્ય ભાવના દૃઢ બને છે.

**આવો ઉત્તમ પ્રકારનો વૈરાગ્ય કોને થાય છે તે કહેવામાં આવે છે—**

પ્રશ્ન—**कस्मिन्नरे भवेत् स्वामिन् ! वैराग्ययुतभावना ?**

હે ભગવાન્ ! આ ઉત્તમ વૈરાગ્યયુક્તભાવના કેવા મનુષ્યને પ્રાપ્ત થાય છે તે કૃપા કરીને કહો.

उत्तर-**निर्द्वन्द्वो निर्मदः शान्तः शुद्धचिद्रूपनायकः स्वानन्दसुखसम्पन्नः पंचाक्षसुखदूरगः ॥९९॥**
**ज्ञानवैराग्यसंतुष्टः परधर्मपराङ्मुखः । वैराग्यभावना तस्य भवेत्स्वर्मोक्षदायिका ॥१००॥**

અર્થ—જે ભવ્યજીવ સર્વ પ્રકારના કલહથી અને કષાયોથી સર્વથા રહિત છે, જે મોહ, મદ, માયા આદિ સમસ્ત વિકારોથી રહિત છે, અત્યંત શાન્ત છે, જે પોતાના શુદ્ધ ચિદાનંદરૂપ આત્મા ઉપર પ્રભુત્વ ધરાવે છે, જે આત્મજન્ય આનંદ અથવા સુખથી સુશોભિત છે, જે પંચેન્દ્રિયના સુખ અથવા વિષયોથી સર્વથા દૂર રહે છે, જે પોતાના આત્મજ્ઞાન તથા

વૈરાગ્યમાં સંતુષ્ટ રહે છે અને જે આત્માથી ભિન્ન એવા કર્મોના ઉદયથી ઉદયમાં આવવાવાળા કષાયાદિક ભાવોથી દૂર રહે છે અથવા શરીરાદિક પરપદાર્થોના મોહથી સર્વથા અલગ રહે છે એવા ભવ્યજીવોનું વૈરાગ્યભાવના સ્થિર-દૃઢ રહે છે અને તે વૈરાગ્યરૂપી ધન સ્વર્ગમોક્ષ આપવાવાળું હોય છે.

**ભાવાર્થ**—પાંચ ઇન્દ્રિયોના વિષય, કષાય, મોહ વગેરે જેટલા આત્માના વિકારો છે તે સર્વ વૈરાગ્યનો નાશ કરવાવાળા છે. તેથી વૈરાગ્ય ધારણ કરવાવાળા પુરૂષોએ સર્વથી પહેલાં તો વિકારોનોજ ત્યાગ કરવો જોઈએ, શરીર ઉપરથી મમત્વ ભાવને પણ ત્યાગ કરી દેવો જોઈએ અને ભોગોપભોગની સર્વ સામગ્રીઓનો તેમજ તેમનો ઉપભોગ કરવાની સમસ્ત ઇચ્છાઓનો ત્યાગ કરી દેવો જોઈએ. પછી આત્માની શુદ્ધ અવસ્થા ધારણ કરવાનો પ્રયત્ન કરવો જોઈએ. આમ સમ્યગ્જ્ઞાનની વૃદ્ધિ કરતાં કરતાં વૈરાગ્યને દૃઢ બનાવવો જોઈએ. મોક્ષ પ્રાપ્ત કરવાવાળો ( પ્રાપ્ત કરવાની ઇચ્છા રાખનાર ) જે પુરૂષ આવીરીતે આત્મામાં વૈરાગ્યભાવ દૃઢ કરે છે તે પુરૂષનું સ્વર્ગમોક્ષ આપવાવાળું વૈરાગ્યરૂપી ધન હમેશા વધતું રહે છે.

**હવે વૈરાગ્યને વધારવાનું કારણ બતાવવામાં આવે છે—**

પ્રશ્ન—**वर्द्धते हेतुना केन वैराग्यं शर्मदं वद ।**

હે સ્વામિન્ ! આ કલ્યાણ કરવાવાળો વૈરાગ્ય કયા કયા કારણોથી વૃદ્ધિ પામે છે તે કહો.

ઉત્તર – **मनोवचःकायसुमुण्डनेन पंचाक्षचौरादिकदण्डनेन ।**
**कषायमोहादिकखण्डनेन कंदर्पलोभादिकमर्दनेन ॥१०१॥**
**वैराग्यपूरः सुखशान्तिनीरः प्रवर्द्धते स्वात्मरसोतिमिष्टः ।**
**प्रवर्तनेनैव तथान्यथा हि संसारसिंधुश्च विपत्प्रकीर्णः ॥१०२॥**

**અર્થ**—મન, વચન, અને કાય એ ત્રણેનું મુંડન કરવાથી અર્થાત્ એ ત્રણેની સમસ્ત ક્રિયાઓનો ત્યાગ કરી દેવાથી, પાંચે ઇન્દ્રિયરૂપી ચોરોને દંડ આપવાથી, કષાય, મોહ, મદ વગેરેનું ખંડન કરી દેવાથી, અને લોભ તથા કામનું મર્દન કરી

દેવાથી વૈરાગ્યનો વેગ વધે છે, સુખ અને શાંતિરૂપી જળની વૃદ્ધિ થાય છે અને અત્યંત મિષ્ટ એવા સ્વાત્માનુભૂતિરૂપી સરસ રસની વૃદ્ધિ થાય છે. જો પૂર્વોક્ત રીતથી ઉલટી રીતે ચાલવામાં આવે તો મન, વચન અને કાય વશ રહે નહિ, ઇન્દ્રિયોનો નિગ્રહ થઇ શકે નહિ, કષાય અને મોહ દૂર ન થાય, અને લોભ તથા કામને કાબુમાં આણી ન શકાય તો પછી આ જન્મમરણરૂપી સંસારની વૃદ્ધિ હમેશાં થતી રહે.

**ભાવાર્થ**—આ સંસારી જીવને અનેક પ્રકારે દુઃખ આપવાવાળાં કર્મજ છે. મન, વચન અને કાયાની ક્રિયાઓથીજ કર્મોનો આસ્રવ થાય છે. જો મન, વચન અને કાયની ક્રિયાઓ સારીરીતે ચાલતી રહે તો કર્મોનો આસ્રવ પણ વધુ પ્રમાણમાં થયા કરે અને કર્મોના આસ્રવથી આ વિષમ દુઃખમય સંસારની પણ વૃદ્ધિ થતી રહે. પરંતુ જ્યારે આ જીવ મન, વચન કાયાને વશ રાખી તેમનાથી પાપમય પ્રવૃત્તિ થવા ન દે અને અનુક્રમથી પુણ્યરૂપી ક્રિયાઓ પણ થવા ન દે એટલે કે મન, વચન કાયની સમસ્ત ક્રિયાઓનો ત્યાગ કરી શુદ્ધ આત્માનું ચિંતવન કરે અથવા ધ્યાન ધરે ત્યારેજ તેનો વૈરાગ્ય અથવા સુખ, શાંતિ અથવા સ્વાત્મજન્ય અતીન્દ્રિય સુખ વૃદ્ધિ પામે છે. જેવીરીતે મન, વચન અને કાયની સમસ્ત ક્રિયાઓ કર્મોના આસ્રવના કારણરૂપ છે તેવીજરીતે ક્રોધ, વિષય, મોહ, લોભ કામ વગેરે આત્માના વિકારો કર્મોના બંધના કારણરૂપ છે. જો કષાયાદિક વિકારો ન થાય તો કર્મોનો આસ્રવ કંઇ કરી શકતો નથી. કેમકે આત્માની સાથે કર્મોનો સંબંધ કરાવવાળા તો કષાયાદિક વિકારોજ છે, અને તેથીજ આ કષાયોને સંસારની વૃદ્ધિના કારણરૂપ માન્યા છે. જ્યારે આત્મા પોતાના આત્માનું સ્વરૂપ સમજીને પોતાના આત્માને એ કષાયાદિક વિકારોથી દૂર રાખી પાંચે ઇન્દ્રિયોના વિષયથી દૂર રાખી શુદ્ધ ચિદાનંદ સ્વરૂપમાં લીન રાખે, ત્યારેજ તેનો વૈરાગ્ય અંતિમ સીમા સુધી પહોંચે છે, અને તેજ વખતે સુખ શાંતિ પણ વિકસે છે અને ચિદાનંદમય અતીંદ્રિય આત્મલીનતારૂપી રસની પ્રાપ્તિ થાય છે. તેથી મોક્ષઇચ્છુક ભવ્યજીવોએ મન, વચન અને કાયની સમસ્ત ક્રિયાઓ તથા કષાયાદિક વિકારભાવોનો ત્યાગ કરી પરમોત્કૃષ્ટ વૈરાગ્યની વૃદ્ધિ કરવી જોઈએ જેથી પરભાવોનો નાશ થાય અને મોક્ષની પણ પ્રાપ્તિ થાય

**હવે વૈરાગ્ય સાધકનું સ્વરૂપ કહેવામાં આવે છે—**

**પ્રશ્ન—वैराग्यसाधकः कोऽस्ति शर्मदो वद मे गुरो !**

હે ભગવન્ ! આ સંસારમાં વૈરાગ્યને સિદ્ધ કરવાવાળો કયો પુરૂષ છે તે કૃપા કરીને કહો.

उत्त॰ **परानन्दः कृपामूर्तिर्जितशत्रुः कुकामहा। अतींद्रियोऽतिसन्तुष्टः सत्यरूपो गतस्पृहः ॥१०३॥**

**यः स्यादाकाशवच्छुद्धः सः स्याद्वैराग्यसाधकः। ज्ञात्वेति पूर्वरीत्यादिं कुर्वन्तु स्वात्मशोधनम् ॥**

**અર્થ**—જે ભવ્યજીવને આત્મજન્ય પરમાનંદ પ્રાપ્ત થઈ ગયો હોય, જે ભવ્યજીવ કૃપાની મૂર્તિ છે, જેણે કામક્રોધાદિક અંતરંગ સર્વ શત્રુઓને જીતી લીધા છે, જેણે સમસ્ત સંસારને દુઃખ આપવાવાળા કામદેવનો પણ નાશ કર્યો છે, જે ઇન્દ્રિયજન્ય સુખોથી અલગ થઈને અતીન્દ્રિય સુખમાં લીન થઈ ગયા છે, જે હમેશાં તેજ અતીન્દ્રિય સુખમાં સંતુષ્ટ રહે છે, જે સત્ય સ્વરૂપ છે, જે આત્માના યથાર્થ સ્વરૂપ ઉપર શ્રદ્ધા રાખે છે, જે સર્વ પ્રકારની ઇચ્છાઓથી અથવા લાલસાથી રહિત છે અને જે નિર્મળ આકાશ સમાન અત્યંત શુદ્ધ છે એવા ભવ્યજીવજ વૈરાગ્યની સિદ્ધિ કરી શકે છે. આવીરીતે આત્માને શુદ્ધ કરવાની જે રીત આગળ બતાવવામાં આવી છે તેને સારી પેઠે સમજીને ભવ્યજીવોએ પોતાનો આત્મા અત્યંત શુદ્ધ બનાવવો જોઈએ.

**ભાવાર્થ**—મોક્ષ આપવાવાળો પરમ વૈરાગ્ય ધારણ કરવો તે અત્યંત મૂશ્કેલ કાર્ય છે, જે ભવ્યજીવ સંસારના સમસ્ત પ્રાણીયોને પોતાના આત્મા સમાન સમજીને સંપૂર્ણપણે તેમના ઉપર દયા કરે છે, જે જીવ ક્રોધ, માન, માયા, લોભ મોહ, કામ વગેરે કર્મબંધન કરવાવાળા સમસ્ત શત્રુઓને જીતી લે છે, જે કામદેવનો સંપૂર્ણપણે નાશ કરી બાલકવત્ નિર્વિકારવૃત્તિ ધારણ કરે છે, જે સર્વ પ્રકારની લાલસાઓનો ત્યાગ કરે છે, અને ભોગોપભોગની સમસ્ત સામગ્રીનો ત્યાગ કરે છે તથા તેથીજ જે પોતાના શુદ્ધ આત્મામાંજ પરમાનંદનો અનુભવ કરી અતીન્દ્રિય સુખમાં લીન રહે છે, અને એમાંજ સંતુષ્ટ રહે છે અને નિર્મળ આકાશ સમાન પાપરૂપ ધૂળથી જે ઢંકાતો નથી, અને જે હમેશાં પોતાના આત્માને શુદ્ધ રાખે છે, એવા ઉત્કૃષ્ટ ભવ્યજીવ મોક્ષના સાક્ષાત સાધક વૈરાગ્યની સિદ્ધિ કરી શકે છે અને અંતે તેજ મોક્ષસુખ પ્રાપ્ત કરી શકે છે. તેથી પ્રત્યેક ભવ્યજીવે એવો પરમોત્કૃષ્ટ વૈરાગ્ય ધારણ કરી પોતાના આત્માને પરમશુદ્ધ કરવો જોઈએ. જેથી ચિદાનંદમય અનંત સુખની જલ્દી પ્રાપ્તિ થાય.

હવે કોના હૃદયમાં વૈરાગ્ય થાય છે તે કહેવામાં આવે છે—

પ્રશ્ન — **वैराग्यं शर्मदं केषां वर्तते वद चेतसि ।**

હે સ્વામિન્ ! આ કલ્યાણ કરવાવાળો વૈરાગ્ય કોના હૃદયમાં થાય છે તે કૃપા કરીને કહો.

ઉત્તર— **अनन्तवारं कृतमेव कार्यं तथा मया कारितमेव निंद्यम् ।**
**नृजन्मलब्ध्वेति यदेव कर्तुं योग्यं तदेवात्र कृतं न मोहात् ॥१०५॥**
**एवं विचार्यैव निजात्मशुद्धिं कर्तुं सदा यो यतते स्वराज्यम् ।**
**तस्यैव धीरस्य निजाश्रितस्य वैराग्यवित्तं स्वसुखप्रदं स्यात् ॥१०६॥**

**અર્થ**—" આ સંસારમાં અનંતવાર મેં નિંદનીય કાર્ય કર્યાં અને કરાવ્યાં. આ મનુષ્ય જન્મ પામીને જે યોગ્ય કાર્યો કરવાં જોઈએ તે મોહને વશીભૂત થઈ બીલકુલ કર્યાં નહિ " આમ ચિંતવન કરવાવાળો જે ધીરવીર અને ફક્ત પોતાના આત્માને આશ્રિત રહેવાવાળો ભવ્યજીવ પોતાના આત્માને શુદ્ધ કરવાનો પ્રયત્ન કરે છે અને આત્માની શુદ્ધતાથી પ્રગટ થવાવાળું સુખરૂપી સ્વરાજ્ય પ્રાપ્ત કરવાનો જે હમેશાં પ્રયત્ન કરે છે તેજ પુરૂષને પોતાના આત્માને સુખ આપવાવાળું વૈરાગ્યરૂપી ધન પ્રાપ્ત થાય છે.

**ભાવાર્થ**—આ સંસારમાં અનંતકાળથી ઇન્દ્રિયોના વિષય અને કષાયાદિક આ જીવની પાછળ લાગેલાં છે જેથી આ જીવને અનંતવાર નરક નિગોદનાં દુઃખ ભોગવવાં પડયાં છે. તોપણ આ જીવ તેમનો ત્યાગ કરતો નથી અને વારંવાર તેમાં ફસાઈ જાય છે. હવે નરદેહ અત્યંત મુશ્કેલથી પ્રાપ્ત થાય છે. તેથી જપ, તપ, કર્મોનો નાશ, ધ્યાન, જ્ઞાન વગેરે આત્માનું કલ્યાણ કરવાવાળાં અવશ્ય કાર્ય આ મનુષ્ય જન્મમાંજ થઇ શકે છે. તોપણ આ જીવ જપ, તપ કરવામાં ધ્યાન લગાવતો નથી પરંતુ મહાદુઃખ આપવાવાળા તેજ વિષય કષાયોમાં ફરીથી લાગી જાય છે. પરંતુ ઉત્તમ મનુષ્ય જન્મ પામીને

આમ કરવું અત્યંત અયોગ્ય છે. મનુષ્યજન્મ પામીને તો આ જીવે પ્રથમ તો પોતાના આત્માનું કલ્યાણ કરવું જોઈએ. આ વિષય કષાય તો અનંતકાળથી આ જીવને દુઃખ આપે છે. તેથી તેનો સર્વથા ત્યાગ કરી તપશ્ચરણ કરવું જોઈએ. અને જ્ઞાન ધ્યાનની વૃદ્ધિને માટે પ્રયત્ન કરવો જોઈએ. આવા ઉચ્ચ પ્રકારનો વિચાર કરી જે પુરૂષ તે વિષય કષાયોને દૂર કરી [ ત્યાગ કરી ] પોતાના આત્માની શુદ્ધતા પ્રાપ્ત કરવાનો પ્રયત્ન કરે છે, તપશ્ચરણ તેમજ ધ્યાનદ્વારા પોતાના કર્મોને ખપાવવાનો પ્રયત્ન કરે છે અને આવીરીતે પોતાના આત્મજન્ય સુખની પ્રાપ્તિને માટે હમેશાં પ્રયત્ન કરે છે તથા આ સર્વ કાર્યોમાં વિઘ્ન તેમજ ઉપસર્ગ આવવા છતાંપણ કદી દ્રવીભૂત થતાં નથી તથા શરીરાદિક પરપદાર્થો ઉપરથી સર્વથા મમત્વભાવ છોડી દઈ ફક્ત પોતાના આત્મામાંજ લીન થાય છે તેજ મહાપુરૂષને આ વૈરાગ્યરૂપી મોક્ષધનની પ્રાપ્તિ થાય છે. તેથી પ્રત્યેક જીવે જ્ઞાન અને વૈરાગ્યની વૃદ્ધિને માટે વિષય કષાયોનો સર્વથા ત્યાગ કરવો જોઈએ. અને આત્મામાં લીન થઈ જ્ઞાન તથા વૈરાગ્યની વૃદ્ધિનો પ્રયત્ન કરવો જોઈએ. આજ મનુષ્ય જન્મનો સાર છે.

**वैराग्यबोधेन विना प्रमूढो यः कोपि गृह्णाति जिनस्य लिंगम् ॥**
**तज्जन्म चोक्तं हि निरर्थकं कौ श्रीकुन्थुनाम्ना वरसूरिणेति ॥१०७॥**

**અર્થ**—જે અજ્ઞાની અથવા આત્મજ્ઞાન વિમુખ માણસ વૈરાગ્ય અને આત્મજ્ઞાનને ધારણ કર્યા વિના જિનેશ્વરરૂપ ધારણ કરે છે તેનો આ મનુષ્ય જન્મ વ્યર્થ જાય છે એમ આચાર્યવર્ય શ્રીકુંથુસાગરજી કહે છે.

**ભાવાર્થ**—જિનેશ્વર દીક્ષા લઈને અથવા દિગંબર અવસ્થા ધારણ કરીને પીછી કમંડળ લઈને જે અઠ્ઠાવીસ મૂલગુણ ધારણ કરે છે તેને જિનલિંગ કહે છે આ જિનલિંગ આત્મજ્ઞાન અને વૈરાગ્ય પૈદા થયા સિવાય ધારણ કરી શકાતુ નથી. જે કોઈ પુરૂષ કોઈ કષાયવશાત્ તથા કઈ અંગત સ્વાર્થને લીધે જ્ઞાન તથા વૈરાગ્ય સિવાય જિનલિંગ ધારણ કરે તે ખરેખર પોતાના મનુષ્ય જન્મને વ્યર્થ રીતે ગુમાવે છે. કેમકે એવા પુરૂષના કપડાં માત્રજ છુટયાં કહેવાય. વિષયવાસના અથવા કષાયો છુટી ન કહેવાય. તેથી તેમના જીનેશ્વરરૂપ ધારણ કરવાનું બીલકુલ પ્રયોજન રહેતું નથી. જિનલિંગ ધારણ કરવાથી

રત્નત્રયની પુષ્ટિ થાય છે. પરંતુ વિષય કષાય છુટયા સિવાય રત્નત્રયની વૃદ્ધિ કદીપણ થતી નથી. આવીરીતે જિનેશ્વરરૂપનું ફળ તેને મળતું નથી. વસ્ત્રાદિક ત્યજી દેવાથી સંસારિક સુખોથી પણ તેને વંચીત રહેવું પડે છે. આથી તે આ લોક તેમજ પરલોકમાં પણ ભ્રષ્ટ ગણાય છે અને આમ દુર્લભ નરજન્મને વૃથા ગુમાવે છે. જો કદાચિત વૈરાગ્ય અને આત્મજ્ઞાન વિના જિનેશ્વરરૂપ ધારણ કરવાવાળો પુરૂષ પોતાની વિષય કષાયોની ઇચ્છાને લીધે ચારિત્ર તેમજ ઉત્તમ પદથી ભ્રષ્ટ થાય તો તે આ સંસારમાં નિંદાને પાત્ર થાય છે અને સાથે સાથે આ જૈનધર્મ પણ નિંદાને પાત્ર થાય છે. આમ પોતાના ઘોર પાપથી તથા જૈનધર્મનું અપમાન કરાવવાથી તે નરક–નિગોદને પાત્ર બને છે. આથી વૈરાગ્ય અને આત્મજ્ઞાન સિવાય જિનેશ્વરરૂપ ધારણ કરવું જોઈએ નહિં એમ આચાર્યવર્ય કુંથુસાગરજી મહારાજનો ઉપદેશ છે.

આવીરીતે આચાર્યવર્ય શ્રીકુંથુસાગરજી મહારાજ વિરચિત સુધર્મોપદેશામૃતસારની " ધર્મરત્ન " પં. લાલારામજી શાસ્ત્રીકૃત ભાષા ટીકામાં આ વૈરાગ્યનો ઉપદેશ આપવાવાળો પહિલો અધિકાર સમાપ્ત થયો.

---

# બીજો અધ્યાય.

**स्वर्मोक्षदं पंचगुरुं प्रवंद्य स्वतत्त्वशून्यस्य पराश्रितस्य ।**
**तत्त्वोपदेशः क्रियते हितार्थं श्रीकुन्थुनाम्ना वरसूरिणाथ ॥१०८॥**

**અર્થ**—પછી આચાર્યવર્યશ્રી ૧૦૮ કુન્થુસાગરજી મહારાજ સૌથી પહેલાં સ્વર્ગ, મોક્ષ આપવાવાળા અરહંત, સિદ્ધ, આચાર્ય, ઉપાધ્યાય અને સાધુ એ પાંચ પરમેષ્ટીને નમસ્કાર કરે છે અને પછી પોતાના આત્મજ્ઞાનથી સર્વથા વંચિત અને શરીર તથા કર્મોને આધીન રહેવાંવાળા આ સંસારી જીવના કલ્યાણાર્થે યથાર્થ તત્વોનો ઉપદેશ કરે છે.

**હવે તત્વ જાણુવાવાળા અને ન જાણુવાવાળાના ચિન્હ વિષે કહેવામાં આવે છે—**

પ્રશ્ન—**किं तत्ववेदिनश्चिन्हं वद मेऽतत्ववेदिनः ?**

**અર્થ**—હે સ્વામિન્ ! તત્વોને જાણુવાવાળા અને ન જાણુવાવાળાનું શું ચિન્હ છે તે કૃપા કરીને કહો.

ઉત્તર—**नृदेहधारी पशुदेहधारी तथा सदा नारकिदेहधारी ।**
**स्वतत्वशून्यः सुरदेहधारी मत्वेति भीमेऽटति वै भवाब्धौ ॥१०९॥**
**नृदेहभिन्नः पशुदेहभिन्नस्तथा सदा नारकिदेहभिन्नः ।**
**यस्तत्त्ववेदी सुरदेहभिन्नः सुमन्यमानो वसति स्वभावे ॥११०॥**

**અથ**—આ સંસારમાં જે પુરૂષ આત્મજ્ઞાનથી રહિત છે, તે સમજે છે કે મનુષ્ય શરીર ધારણુ કરવાવાળો ફક્ત હું જ છું, પશુઓનું શરીર ધારણુ કરવાવાળો પણુ હું જ છું, નારકીઓનું શરીર ધારણુ કરવાવાળો પણુ હું જ છું, અને દેવોનું શરીર પણુ ધારણુ કરવાવાળો હું જ છું. આમ સમજીને તે પુરૂષ આ અત્યંત ભયંકર સંસારરૂપી સમુદ્રમાં પરિભ્રમણુ કરે છે. પરંતુ જે ભવ્ય પુરૂષ પોતાના આત્માને જાણે છે તે સમજે છે કે આ મનુષ્ય શરીરથી હું સર્વથા ભિન્ન છું, આ પશુ શરીરથી પણુ હું સર્વથા ભિન્ન છું, આ નારકી શરીરથી પણુ સર્વથા ભિન્ન છું અને દેવ શરીરથી પણુ સર્વથા ભિન્ન છું. આમ સમજીને તે ભવ્યપુરૂષ હમેશાં પોતાના આત્મિક સ્વભાવમાંજ લીન રહે છે.

**ભાવાર્થ**— જે પુરૂષ પોતાના આત્માનું સ્વરૂપ જાણે છે તેનું લક્ષણુ એજ છે કે તે શરીર આદિ પરપદાર્થોથી પોતાના આત્માને ભિન્ન માને છે અને તેથી તેમના ઉપર મમત્વભાવ રાખતો નથી. એવા પુરૂષો પોતાના આત્મામાંજ લીન ॥૬૬॥ રહે છે અને તેથી તેઓ પોતાનું આત્મકલ્યાણુ જલ્દી કરી દે છે. પરંતુ જે પુરૂષ આત્મતત્વને જાણુતો નથી તે શરીરાદિક પરપદાર્થોનેજ આત્મા માની લઇ તેમના ઉપર મમત્વભાવ રાખી તેમના પાલન પોષણુમાં લાગ્યો રહે છે અને મહા અશુભ કર્મોના બંધ થવાથી નરક નિગોદ આદિ નીચ ગતિઓમાં હમેશાં પરિભ્રમણુ કરે છે. આમ એ બંનેનું લક્ષણુ છે.

હવે આત્મજ્ઞાની અને આત્મજ્ઞાનરહિત પુરૂષ સ્ત્રી-પુત્રાદિકને કેવાં માને છે તે વિષે કહેવામાં આવે છે—

પ્રશ્ન—**स्वात्माभिज्ञोनभिज्ञो वा भार्यादिं मन्यते कथम् ?**

**અર્થ**—પોતાના આત્માનું સ્વરૂપ જાણવાવાળા અને ન જાણવાવાળા સ્ત્રી–પુત્રાદિકને કેવાં માને છે તે હે સ્વામિન્ ! કૃપા કરીને કહો.

ઉત્તર—**भार्यापि पुत्रोप्यहमेव बंधुः स्वामीति सर्वत्र च मन्यमानः ।**
**स्वतत्त्वशून्यः स्वपरात्मबोधाभावाद्भवाब्धौ पतति भीमे ॥१११॥**
**यस्तत्त्ववेदी स्वपरात्मबोधो भार्यापि बंधुस्तनयोपि नाहम् ।**
**सुमन्यमानः सुखदे स्वभावे सिद्धालये तिष्ठति सर्वकालम् ॥११२॥**

**અર્થ**—જે પુરૂષ આત્મજ્ઞાનથી રહિત છે તે સમજે છે કે હું જ સ્ત્રી છું, હું જ પુત્ર છું, હું જ ભાઈ છું, હું જ સ્વામી છું, હું જ દાસ છું. આમ સમજવાવાળો જીવ નથી આત્માના સ્વરૂપને જાણતો કે નથી પુદ્‌ગલાદિક પરપદાર્થોને જાણતો. તે સ્વપરભેદ વિજ્ઞાનથી સર્વથા રહિત હોય છે જેથી તેને આ વિષય સંસારરૂપી સમુદ્રમાં પરિભ્રમણ કરવું પડે છે. પરંતુ જે ભવ્ય પુરૂષ પોતાના આત્માના સ્વરૂપને જાણે છે તે પુદ્‌ગલાદિક પરપદાર્થોના સ્વરૂપને પણ જાણે છે તે તત્વજ્ઞાની પુરૂષ સમજે છે કે હું સ્ત્રી નથી, પુત્ર નથી, ભાઇ નથી, સેવક પણ નથી. આવીરીતે પોતાના આત્માને શરીરાદિકથી બિલકુલ ભિન્ન માનીને તે પુરૂષ હમેશા સુખ આપવાવાળા સિદ્ધાલય સ્વરૂપ પોતાના સ્વભાવમાંજ નિવાસ કરે છે.

**ભાવાર્થ**—હું સ્ત્રી છું, હું પુત્ર છું, હું ભાઈ છું, હું સ્વામી છું વગેરે કલ્પના મિથ્યા છે. કેમકે આ આત્મા સ્ત્રી પર્યાયરૂપ અથવા પુત્રપર્યાયરૂપ વાસ્તવિક રીતે તો નથી. આત્મા આત્માજ રહે છે. પરંતુ કર્મના ઉદયથી અશુદ્ધ આત્મા પુદ્‌ગલ સાથે મલવાથી પુત્રપર્યાય અથવા સ્ત્રીપર્યાયરૂપ માલુમ પડે છે. પરંતુ આત્માનું યથાર્થ સ્વરૂપ ન જાણવાવાળા જીવ

તેને આત્માજ સમજે છે અને તેથી તેઓ આત્માનું કલ્યાણ કરી શકતા નથી. આત્મતત્વ જાણવાવાળા પુરૂષ તો સર્વ પર્યાયોને આત્માથી અલગ માને છે અથવા એ સમસ્ત પર્યાયોથી આત્મા અલગ છે એમ સમજે છે અને આથીજ તે આ સર્વ ઉપરથી મમત્વનો ત્યાગ કરી પોતાના આત્મિક કલ્યાણમાં લાગી જાય છે.

**હવે આત્મજ્ઞાની અને અનાત્મજ્ઞાની શરીરાદિકને કેવું સમજે છે તે કહેવામાં આવે છે—**

प्रश्न—**स्वपरज्ञानशून्यश्च तन्वादिं मन्यते कथम् ।**

**અર્થ**—હે સ્વામિન્ ! જે પુરૂષ પોતાના આત્માના સ્વરૂપને જાણતો નથી અને પુદ્ગલાદિક પરપદાર્થોના સ્વરૂપને પણ જાણતો નથી તે શરીરાદિકને કેવાં માને છે તે કૃપા કરીને કહો.

उत्तर—**स्यान्निश्चयो मे भुवि देह एवास्म्यहं ह्यबोधादहमेव देहः ।**
**इत्येव मूढः खलु मन्यमानस्तत्पोषणार्थं यतते यथेष्टम् ॥११३॥**
**भवामि नाहं च कदापि देहो देहोपि मद्रूपसमश्च न स्यात् ।**
**यस्तत्ववेदीति सुमन्यमानः स्यात्स्वात्मगुप्तश्च शशीव कान्त्याम् ॥११४॥**

**અર્થ**—આ શરીરજ હું છું, અને હુંજ શરીરરૂપ છું. આ મારૂં જ્ઞાન અત્યંત નિશ્ચયાત્મક છે. અજ્ઞાની પુરૂષ અજ્ઞાનવશાત્ એમ માને છે. અને તેથીંજ આ શરીરને પુષ્ટ કરવા માટે પોતાના ઈચ્છાનુસાર હમેશાં પ્રયત્ન કરે છે. પરંતુ જે ભવ્ય પુરૂષ પોતાના આત્માના યથાર્થ સ્વરૂપને જાણે છે તે એમ માને છે કે હું અથવા મારો આત્મા કદીપણ શરીરરૂપ હોઈ શકતો નથી, અને આ પુદ્ગલરૂપી શરીર કદીપણ આત્મરૂપ હોઈ શકતું નથી. જેવીરીતે ચાંદની રાત્રિથી ચંદ્રમા ભિન્ન છે તેવીજરીતે ભવ્યજીવ પોતાના ગુપ્ત આત્માને શરીરાદિકથી સર્વથા ભિન્ન માને છે.

**ભાવાર્થ**—શરીર જડ છે અને આત્મા ચૈતન્યસ્વરૂપ છે. જ્ઞાનમય છે. જ્યારે શરીરમાંથી આત્મા અલગ થઈ જાય છે ત્યારે શરીર તો અહિંજ પડ્યું રહે છે અને આત્મા અલગ થયા પછી બીજા પર્યાયમાં ચાલ્યો જાય છે. આત્માના અલગ

યા પછી તે શરીરમાં ચેતના તથા જ્ઞાનશક્તિ રહેતી નથી. ચેતનાશક્તિ તથા જ્ઞાનશક્તિ ન રહેવાથીજ તે શરીરમાં સુખ દુઃખનો અનુભવ થતો નથી. આ સર્વ બાબતથી એટલું તો સિદ્ધ થાય છે કે આ શરીર આત્માથી તદ્દન અલગ છે અને આત્મા આ શરીરથી તદ્દન અલગ છે. તેથી જે પુરૂષ આત્માના યથાર્થ સ્વરૂપને જાણે છે તે પુરૂષ પોતાના આત્માનું કલ્યાણ કરે છે અને જે પુરૂષ શરીર અને આત્માને એક માને છે તે પુરૂષ મિથ્યાજ્ઞાની હોવાથી તથા તે શરીરના પાલન-પોષણ માટેની મિથ્યા ક્રિયાઓ કરવાથી આ સંસારમાં પરિભ્રમણ કરે છે. એમ સમજીને તેણે આત્માનું યથાર્થ સ્વરૂપ સમજવું જોઈએ અને તેનું કલ્યાણ કરવા માટે શરીરાદિક ઉપરથી મમત્વ-ભાવ છોડી દઈ જપ, તપ તથા આત્મધ્યાનમાં લાગવું જોઈએ. એજ મનુષ્ય જન્મનો સાર છે.

**હવે આત્માને શરીરરૂપ માનવાવાળા અને શરીરરૂપ ન માનવાવાળા**
**કેવા હોય છે તે કહેવામાં આવે છે—**

પ્રશ્ન—**यस्य देहात्मबुद्धिः स्यात्स जीवः कीदृशो वद ?**

**અર્થ**—હે ભગવાન્ ! જે પુરૂષની બુદ્ધિ શરીરરૂપ થઈ જાય છે અથવા જે આત્માને શરીરરૂપ માને છે તે કેવો હોય છે તે કૃપા કરીને કહો.

ઉત્તર—**यस्यास्ति जन्तोर्वपुरात्मबुद्धिर्यथार्थदृष्ट्या स खलश्च दुःखी ।**
**यस्तत्त्वशून्यश्च्युतधर्मकर्मा मन्ये स दीनश्च सदैत्यभागी ॥११५॥**
**यस्यास्ति जन्तोश्च निजात्मबुद्धिर्यथार्थदृष्ट्या हि सुखी स धीरः ॥**
**यस्तत्त्ववेदी निजधर्मलीनो मन्ये ततोहं भुवने स वीरः ॥११६॥**

**અર્થ**—જે પુરૂષ પોતાના શરીરને આત્મસ્વરૂપ માને છે તે પુરૂષ યથાર્થદૃષ્ટિથી આત્મજ્ઞાન વિહોણો છે. અને તેથી તે દુષ્ટ છે, દુઃખી છે, અને ધર્મકર્મથી સર્વથા રહિત છે. એવા પુરૂષને અને (ગ્રંથકર્તા) અત્યંત દીન અથવા ભાગ્યહીન

સમજીએ છીએ. એવીરીતે જે પુરૂષ પોતાની બુદ્ધિને આત્મસ્વરૂપજ માને છે અથવા પોતાના આત્માને શરીરથી ભિન્ન માને છે તે યથાર્થદૃષ્ટિથી આત્મતત્વને જાણવાવાળો છે તથા સુખી છે, ધીરવીર છે, અને પોતાના આત્મધર્મમાં લીન રહેવાવાળો છે એમ માનવામાં આવે છે. આ સંસારમાં તેવાજ પુરૂષો ધીરવીર મનાય છે.

**ભાવાર્થ**—આત્મજ્ઞાનથી વિમુખ મનુષ્યજ શરીરને આત્મા માને છે. અને તેથી મિથ્યાજ્ઞાન હોવાથી તે સંસારમાં પરિભ્રમણ કરે છે અને મહાદુઃખ થાય છે. તેથી આ જીવ મિથ્યાજ્ઞાનનો ત્યાગ કરી આત્માના યથાર્થ સ્વરૂપને જાણવું જોઈએ અને આત્માનું યથાર્થ સ્વરૂપ સમજીને તેનું કલ્યાણ કરવા માટે પ્રયત્ન કરવો જોઈએ.

**હવે શરીરને સુખી માનવાવાળાનું સ્વરૂપ કહેવામાં આવે છે—**

प्रश्न — **देहं सुखप्रदं देव मन्यते स च कीदृशः ?**

**અર્થ**—હે દેવ ! જે પુરૂષ આ શરીરજ સુખ આપવાવાળું છે એમ માને છે તેનું સ્વરૂપ કૃપા કરીને કહો.

उत्तर — **स्वदेह एवास्ति सुखादिहेतुः मूर्खश्च मोहादिति मन्यमानः ।**
**तद्रक्षणार्थं यतते नरां हि त्यक्त्वा स्वधर्मं निजसौख्यमूलम् ॥ ११७॥**
**संसारदुःखस्य च मुख्यहेतुः स्याद्देह एवेति सुमन्यमानः ।**
**यस्तत्ववेदी तनुपोषणे न दक्षो भवेत्स्वात्मविचारणे च ॥११८॥**

**અર્થ**—મૂર્ખ માણસ [ અજ્ઞાની માણસ ] પોતાના આત્માથી ઉત્પન્ન થવાવાળા અનંતસુખના કારણરૂપ પોતાના આત્મધર્મનો તો ત્યાગ કરે છે અને પોતાના મોહની તીવ્રતાને લીધે આ શરીરનેજ અનેક દુઃખોનું કારણ માને છે તથા તેની રક્ષા કરવાનો અહોરાત્ર પ્રયત્ન કરતોજ રહે છે. પરંતુ આત્મતત્વને જાણવાવાળા ભવ્ય સમ્યગ્દૃષ્ટિ જીવ તો આ શરીરનેજ સંસારના દુઃખોના મુખ્ય કારણરૂપ માને છે. અને તેથી તે આ શરીરના પાલનપોષણ માટે બીલકુલ ધ્યાન આપતોજ નથી પરંતુ પોતાના આત્માના સ્વરૂપનો વિચાર કરવામાંજ પોતાની ચતુરાઈ વાપરે છે.

**ભાવાર્થ**—વાસ્તવિક રીતે જોવામાં આવે તો આ સંસારમાં આ શરીરજ અનેક પ્રકારના દુઃખો આપવાવાળુ છે અ શરીરનું પાલનપોષણ કરવા માટેજ આ જીવ અનેક પ્રકારના પાપ કરે છે, અને તે પાપોને લીધે નરક નિગોદમાં દુઃખ સહન કરે છે. સમ્યગ્દૃષ્ટિ જીવ એમજ માને છે અને એમજ અનુભવી રહેલ છે આથી તે આ શરીરને પોતાના આત્માની સર્વથા અલગજ માનીને તેનું પાલનપોષણ કરવા માટે પ્રયત્ન કરતો નથી પરંતુ પોતાના શુદ્ધ આત્માનુંજ ચિંતવન કરવા માટે હમેશાં પ્રયત્ન કરે છે. મિથ્યાદૃષ્ટિ જીવ આત્મજ્ઞાન ન હોવાથી આ શરીરનેજ અત્યંત સુખ આપવાવાળું માને છે અને તેથી તેનું પાલનપોષણ કરવા માટે અનેક પ્રકારની પાપમય પ્રવૃત્તિ કરે છે. તેથી ભવ્ય પુરૂષોએ પ્રથમમાં પ્રથમ તો આત્માના સ્વરૂપને જાણવું જોઈએ. અને પછી તેનો શુદ્ધ કરવા માટે અથવા તેને લાગેલ કર્મોનો નાશ કરવા માટે પ્રયત્ન કરવો જોઈએ. આજ માર્ગ આત્માનું કલ્યાણ કરવાવાળો છે.

**હવે અજ્ઞાનીજ ઇન્દ્રીયસુખની પ્રશંસા કરે છે તે કહે છે—**

प्रश्न—**अक्षसौख्यप्रशंसां कौ कः करोति गुरो वद ?**

હે સ્વામિન્ ! આ સંસારમાં ઇન્દ્રીયજન્ય સુખોની પ્રશંસા કોણ કરે છે તે કૃપા કરીને કહો.

उत्तर—**चित्ताक्षसौख्येन विवंचितो यः स तत्प्रशंसां सततं करोति ।**

**लीनः प्रमूढः खलु तेषु मुक्त्वा भृंगीव पद्मे निजजीवनाशाम् ॥११९॥**

**यस्तत्त्ववेदी निजधर्मनिष्ठो ह्यवंचितो यश्च मनोक्षसौख्यैः ।**

**स तत्प्रशंसां न करोति धीरः स्वप्नेपि शक्रश्च यथा कुबुद्धेः ॥१२०॥**

**અર્થ**—જેવીરીતે ભ્રમરો પોતાના જીવનની આશાઓને ત્યજી દઈને કમળ ઉપર લીન થાય છે તેવીરીતે જે સંસારી જીવ ઇન્દ્રિય તથા મનનાં સુખોથી ઠગાતા હોવા છતાંપણ તેમાંજ સદા લીન રહે છે તેજ અજ્ઞાની અથવા આત્માના સ્વરૂપને ન જાણવાવાળો પુરૂષ ઇન્દ્રિય અથવા મનના સુખોની પ્રશંસા કરે છે. તથા જેવીરીતે ઇન્દ્ર કોઈપણ દિવસ કુબુદ્ધિની અથવા

મિથ્યાજ્ઞાનની પ્રશંસા કરતા નથી, તેવીરીતે આત્માના સ્વરૂપને જાણવાવાળા તથા આત્માના ઉત્તમ ક્ષમાદિ ધર્મોમાં હમેશાં લીન રહેવાવાળો જે પુરૂષ તે ઇન્દ્રિય અથવા મનના સુખોથી ઠગી શકતો નથી, તે ધીરવીર પુરૂષ તે ઇન્દ્રિય અને મનના સુખની પ્રશંસા કરતા નથી.

**ભાવાર્થ**—ઇન્દ્રિય અને મનનાં સુખ આ જીવને દુઃખ આપવાવાળાં છે. આ ઇન્દ્રિયોના સુખોમાં મગ્ન રહેવાવાળા જીવ આ લોક તેમજ પરલોકમાં અનેક પ્રકારનાં દુઃખ ભોગવે છે. દાખલા તરીકે હાથી સ્પર્શન ઇન્દ્રિયને વશ થઈ પોતાની સ્વતંત્રતા ગુમાવી બેસે છે. અને વધ તથા બંધનના અનેક પ્રકારનાં દુઃખ ભોગવે છે. રસના ઇન્દ્રિયને વશ થઈ માછલી પોતાનો કંઠ છોલાઈ જવાથી મરી જાય છે. ઘ્રાણ અથવા નાસિકા ઇન્દ્રિયને વશ થઈ ભ્રમરો કમળની પાંખડીના બીડાઈ જવા છતાં પોતે ન ઉડવાથી કમળને ન ત્યજવાથી મરણને શરણ થાય છે. ચક્ષુ ઇન્દ્રિયને વશ થઈ પતંગીઉં દીવા પર ઝંપલાવે છે અને પોતાની જાતને દીવામાં હોમવાથી મરણ પામે છે અને શ્રોત્ર ઇન્દ્રિયને વશ થઇ સારંગી વગાડનાર પારધીને સારંગી વગાડતો સાંભળી હરણ ઉભું થઈ જાય છે અને અત્યંત મુગ્ધ થઈ જવાથી પારધી તેને મારી નાખે છે. જ્યારે એક એક ઇંદ્રિયને ધારણ કરવાવાળા જીવ આટલું દુઃખ પામે છે ત્યારે પાંચે ઇન્દ્રિયોને ધારણ કરવાવાળો જીવ આ મનુષ્ય આ લોક તેમજ પરલોકમાં કેટલાં દુઃખો ભોગવતો હશે તે તો ફક્ત સર્વજ્ઞ ભગવાનજ જાણે. આથી ભવ્યજીવનું કર્તવ્ય છે કે તેઓએ ઇન્દ્રિયોના વિષયમાં ન તો લોભ કરવો જોઈએ અને ન તો તેમની પ્રશંસા કરવી જોઇએ.

**હવે મૂર્ખ તથા જ્ઞાની પોતાનો સમય કેવીરીતે વ્યતીત કરે છે તે કહેવામાં આવે છે—**

प्रश्न—**मूर्खस्य ज्ञानिनः कालः कथं याति गुरो वद ।**

**અર્થ**—હે સ્વામિન્! મૂર્ખ તથા જ્ઞાની પુરૂષ પોતાનો સમય કેવીરીતે વ્યતીત કરે છે તે કૃપા કરીને કહો.

उत्तर—**निःसारवार्तां निजतत्त्वशून्यां संतापदात्रीं सततं प्रकुर्वन् ।**

**अमूल्यकालं शिशुवद् वृथा हि हन्तात्मबुद्धिर्गमयत्यवश्यम् ॥१२१॥**

**નિ:સારવાર્તાં નિજતત્ત્વવેદી ત્યક્ત્વા પ્રકુર્વન્ નિજતત્ત્વચર્ચામ્ ।**
**કાલં સ્વકીયં ગમયત્યવશ્યં લૌકાન્તિકો વત્સ ! યથાત્મતૃપ્તઃ ॥૧૨૨॥**

**અર્થ**—હે વત્સ ! જેવીરીતે બાલક પોતાનો અમૂલ્ય સમય રમત ગમતમાં ગુમાવી દે છે તેવીજરીતે જેની આત્મજ્ઞાનરૂપી બુદ્ધિ નષ્ટ થઇ ગઇ છે એવો અજ્ઞાની પુરૂષ પોતાનો સમય અનેક પ્રકારના સંતાપ ઉત્પન્ન કરવાવાળી તેમજ આત્મતત્વની ચર્ચાથી સર્વથા રહિત એવી નિ:સાર વાત અથવા અહીંતહીંના વ્યર્થ વાતોમાં ગુમાવી દે છે. પરંતુ જેવીરીતે આત્મસ્વરૂપમાં તૃપ્ત રહેવાવાળા લૌકાન્તિક દેવ આત્મતત્વની ચર્ચા કરવામાંજ પોતાનો સમય વ્યતીત કરે છે તેવીરીતે આત્મતત્વને જાણવાવાળો પુરૂષ નિ:સાર અહીંતહીંના વાતનો ત્યાગ કરી ફક્ત પોતાના આત્માના સ્વરૂપની ચર્ચામાંજ પોતાનો અમૂલ્ય સમય વ્યતીત કરે છે.

**ભાવાર્થ**—આ સંસારમાં ઘણા માણસો તો એવા હોય છે કે જેઓ આખો દિવસ ગપ્પાં મારવામાંજ આખો દિવસ વ્યતીત કરે છે. પરંતુ તે ગપ્પાંથી નથી પારમાર્થિક ઉન્નતિ થતી કે નથી લૌકિક ઉન્નતિ થતી. એવા માણસોનું જીવન એળે-વ્યર્થ-ગયું એમ સમજવું જોઇએ. ઘણા માણસો લૌકિક કાર્યોમાંજ લાગ્યા રહે છે અને પરલોક સંબંધી બીજું કોઇપણ કાર્ય કરતા નથી. એવા જીવો પણ રાતદિવસ પાપ બાંધ્યાજ કરે છે. કેટલાક મનુષ્યો એવા હોય છે કે જે લૌકિક કાર્યની સાથે સાથે દાન પૂજા વગેરે થોડાં થોડાં પારલૌકિક કાર્યો પણ કરે છે. પરંતુ તેવા મનુષ્યોનો ઘણોખરો સમય તો લૌકિક કાર્ય અથવા પાપમય પ્રવૃત્તિમાંજ જાય છે. જે મનુષ્યને આત્મતત્વનું જ્ઞાન થાય છે તે સમ્યગ્દૃષ્ટિ પુરૂષ પોતાનો ઘણોખરો સમય તો દાન, પૂજા અથવા આત્મતત્વની ચર્ચામાંજ વ્યતીત કરે છે. તથા સમ્યગ્દૃષ્ટિ પુરૂષ-રત્નત્રયને ધારણ કરવાવાળો પુરૂષ પોતાના આત્માના શુદ્ધ સ્વરૂપનું ચિંતવન કરવામાંજ સમય વ્યતીત કરી જલદી મોક્ષ મેળવે છે. આથી ભવ્યજીવોએ પોતાનો સમય આત્મતત્વનું ચિંતવન કરવામાંજ વ્યતીત કરવો જોઇએ. આજ માત્ર આત્મકલ્યાણનો ઉપાય છે.

**હવે પરપદાર્થોના સ્વરૂપને અલભ્ય કોણ માને છે તે કહેવામાં આવે છે—**

**પ્રશ્ન—દૃષ્ટ્વેત્યન્યસ્વરૂપં ચાલભ્યં કો મન્યતે વદ ।**

હે ભગવાન્ ! પરપદાર્થોને જોઈને તે અલભ્ય છે એમ કોણ માને છે તે કૃપા કરીને કહો.

ઉત્તર—स्वतत्त्वशून्येन विलोक्यते यत् तत्तत्स्वरूपं सकलं परेषाम् ।
पूर्वं ह्यलब्धं हृदि मन्यमानः तत्सेवनार्थं यतते यथेष्टम् ॥१२३॥
निजान्यरूपादिविदा हि यद् यद् रूपं परेषां प्रविलोक्यते तत् ।
अनन्तवारं च मयेति दृष्टं विचार्य मुक्त्वा रमते स्वराज्ये ॥१२४॥

**અર્થ**—જે પુરૂષ પોતાના આત્મજ્ઞાનથી સર્વથા રહિત છે તે પરપદાર્થોનું જે જે સ્વરૂપ દેખે છે તેને પોતે સર્વથા અલભ્ય-પહેલાં કદી ન પ્રાપ્ત થયું હોય એવું માને છે. અને પહેલાં કદી પણ પ્રાપ્ત થયું નથી તેવું માનીને તેનું સેવન કરવાને માટે અત્યંત પ્રયત્ન કરે છે. પરંતુ જે પુરૂષ પોતાના આત્માનું સ્વરૂપ જાણે છે અને પુદ્ગલાદિક પરપદાર્થોનું પણ સ્વરૂપ જાણે છે તે પરપદાર્થોનું જે જે સ્વરૂપ દેખે છે તેને અનંતવાર દેખેલ અને પ્રાપ્ત થએલ માને છે, અને આમ વિચાર કરીને તે સર્વનો ત્યાગ કરી દે છે અને પોતાના આત્માના શુદ્ધ સ્વરૂપમાં હમેશા લીન રહે છે.

**ભાવાર્થ**—આ સંસારમાં પરિભ્રમણ કરતા કરતા આ જીવને અનંતાનંત સમય થઈ ગયો છે. આ જીવે સ્વર્ગમાં પણ અનંતવાર જન્મ લીધો છે અને મનુષ્ય તિર્યંચ ગતિમાં પણ અનંતવાર જન્મ લીધો છે. આ જીવ અનેકવાર રાજા થયો, પ્રજા થયો, ધનવાન થયો, ગરીબ થયો, અત્યંત સુંદર પણ થયો અને સંસારની પુદ્ગલપર્યાયો પણ ભોગવી. છેવટે એટલે સુધી કે આ સંસારમાં એવી કોઈપણ વસ્તુ નથી કે જે આ જીવે મેળવી ન હોય. એવી અવસ્થામાં કોઈપણ વસ્તુ-પદાર્થ અલભ્ય અથવા કદીપણ પ્રાપ્ત ન થયો હોય એવો ન કહી શકાય. પરંતુ આ વાત તો તેજ સમજી શકે છે કે જે તે પદાર્થોના યથાર્થ સ્વરૂપને જાણે છે. અને તેથી આત્મા અને પુદ્ગલાદિક પરપદાર્થોના યથાર્થ સ્વરૂપને જાણવાવાળો સમ્યગ્દૃષ્ટિ પુરૂષ તે સમસ્ત પદાર્થોને તેમજ ભોગોપભોગોના સાધનોને અનંતવાર પ્રાપ્ત થવાવાળા માને છે અને તેથીજ તે સર્વનો ત્યાગ કરે છે અને કોઈપણ દિવસ પ્રાપ્ત ન થએલ એવા આત્મિક શુદ્ધ સ્વરૂપમાં લીન બને છે. જે પુરૂષ આત્માના સ્વરૂપને તેમજ પુદ્ગલ આદિ પરપદાર્થના સ્વરૂપને જાણતો નથી તે પુરૂષ મિથ્યાજ્ઞાની હોવાથી પ્રત્યેક પુદ્ગલની પર્યાયોને કદીપણ પ્રાપ્ત ન

થાય એવી માનીને તેનું સેવન કરવાનો યથેષ્ટ પ્રયત્ન કરે છે તથા અનેક પ્રકારના પાપ ઉત્પન્ન કરી આ સંસારમાંજ પરિભ્રમણ કર્યા કરે છે. તેથી તે સર્વ બાબત સમજીને ભવ્યજીવોએ પરપદાર્થોનો ત્યાગ કરી દેવો જોઈએ અને આત્મતત્વમાં લીન થઈ જવું જોઈએ. એજ મોક્ષનો ઉપાય છે.

**હવે જે પુરૂષ આત્માને પુદ્ગલદ્વારા પ્રેરિત માને છે તેનું સ્વરૂપ કહેવામાં આવે છે—**

**प्रश्न—परेण प्रतिपाद्योस्मि ह्येवं को मन्यते गुरो ?**

હે સ્વામિન્ ! હવે આત્માને પુદ્ગલદ્વારા પ્રેરિત કોણ માને છે તે કૃપા કરીને કહો.

**उत्तर—मया परोयं प्रतिपाद्यते च परेण चाहं प्रतिपादितोस्मि ।**
**भवत्यबोधादिति मन्यमानः शठः स संकल्पविकल्पकर्ता ॥१२५॥**
**मया परो न प्रतिपाद्यते कौ परेण नाहं प्रतिपादितोस्मि ।**
**स्यात्तत्त्ववेदीति सुमन्यमानः समस्तसंकल्पविकल्पहन्ता ॥१२६॥**

**અર્થ—**આ સંસારમાં હું અન્ય પુદ્ગલાદિક પદાર્થોને પ્રેરણા આપું છું અને પુદ્ગલાદિક પદાર્થ મને પ્રેરણા આપે છે. આવીરીતે અજ્ઞાનને લીધે માનવાવાળો પુરૂષ ખરેખર મૂર્ખ છે. અને અનેક પ્રકારના સંકલ્પ વિકલ્પોનો કર્તા છે. એમ માનવુંજ ઘટે. પરંતુ જે આત્માનું સ્વરૂપ જાણે છે તે તો માને છે કે હું પુદ્ગલાદિક પદાર્થોને પ્રેરણા આપી શકતો નથી અને પુદ્ગલાદિક પદાર્થો પણ મને પ્રેરણા આપી શકતા નથી. અને આમ માનવાને લીધે તે સમસ્ત સંકલ્પ વિકલ્પોનો નાશ કરવાવાળો મનાય છે.

**ભાવાર્થ—**આ સંસારી આત્મા જ્યારે કોઈપણ કામ કરે છે, કોઈ ઘડાને એક સ્થાનથી ઉઠાવીને બીજા સ્થાન પર મૂકે છે, અથવા કોઈ ગાડીને ધકેલીને બીજે સ્થાને મૂકે છે અથવા મકાન બનાવે છે અથવા બીજુ કોઈપણ કાર્ય કરે છે તો તે એમજ સમજે છે કે આ કામ મેં અથવા મારા આત્માએ કર્યું છે. પરંતુ વાસ્તવિક રીતે જોવામાં આવે તો આત્મા

કોઈપણ કાર્ય કરતો નથી. પુદ્‌ગલનું બનેલ આ શરીરજ સર્વ કાર્ય કરે છે. એવીજરીતે આ સંસારી જીવ કોઈ ગાડીમાં બેસીને એક ગામથી બીજે ગામ જાય છે તો સમજે છે કે આ ગાડીએ મને અહિં પહોંચાડી દીધો. પરંતુ વાસ્તવિક રીતે જોવામાં આવે તો ગાડી શરીરને પહોંચાડે છે આત્માને તો કોઈ બાંધી પણ શકતું નથી. તેથી કહેવુ જોઈએ કે આ જીવની જે આવી વિપરીતરૂપી બુદ્ધિ થઈ રહી છે તે માત્ર તેની અજ્ઞાનતાને લીધેજ. અને તેથીજ આચાર્યોએ તેને અજ્ઞાની અને મૂર્ખ ગણેલ છે. જે મૂર્ખ પુરૂષ આમ માને છે તે પુરૂષ આ સંસારમાં અનેક પ્રકારના સંકલ્પવિકલ્પ કર્યા કરે છે, તે સમજે છે કે આ મકાન મેં બનાવરાવ્યું છે તેથી હું તેનો માલીક છું, આ પુત્રે મારા લીધે જન્મ લીધો તેથી તે મારો પુત્ર છે, હું તેનો પિતા છું. આવીરીતે અનેક પ્રકારના સંકલ્પ વિકલ્પ કરે છે અને તે સંકલ્પવિકલ્પોને લીધેજ તેમના ઉપર મોહ કરે છે અને મોહને લીધે અનેક પ્રકારના પાપ ઉત્પન્ન કરી નરક નિગોદાદિકમાં પરિભ્રમણ કરે છે. પરંતુ જે આત્માના યથાર્થ સ્વરૂપને જાણે છે તે કર્મ, શરીર આદિ સમસ્ત પુદ્‌ગલોને પોતાના શુદ્ધ આત્માથી ભિન્ન માને છે તથા આત્માને તે સર્વ પદાર્થોથી ભિન્ન માને છે. અને તેથી તે પુદ્‌ગલના કાર્યમાં આત્માનો સંકલ્પ કરતો નથી અને આત્મામાં પણ કોઈ પુદ્‌ગલનો સંકલ્પ વિકલ્પ કરતો નથી. તે પુદ્‌ગલને પુદ્‌ગલ સમજે છે અને આત્માને આત્મા સમજે છે. તેથી તે કોઈ કર્મથી બંધનરૂપ નથી. તેથી સમ્યગ્દૃષ્ટિ ભવ્યપુરૂષોએ પોતાના આત્માનું સ્વરૂપ સમજીને કોઈપણ પરપદાર્થો ઉપર મોહ કરવો ન જોઈએ. સમસ્ત પદાર્થોમાં ઉત્પન્ન થવાવાળા સંકલ્પ વિકલ્પનો ત્યાગ કરી પોતાના આત્મામાં લીન થવું જોઈએ આજ કર્મોને નાશ કરવાનો ઉપાય અને મોક્ષ પ્રાપ્ત કરવાનો ઉપાય છે.

**હવે ત્યાગ અને ગ્રહણ કરનાર વિષે કહેવામાં આવે છે—**

**प्रश्न—त्यागग्रहणचिन्तां च कः करोति विभो वद ?**

હે સ્વામિન ! આ સંસારમાં ત્યાગ કરવાની અને ગ્રહણ કરવાની ચિંતા કોણ કરે છે તે કૃપા કરીને કહો.

**उत्तर—त्यजामि गृह्णामि परं स्ववस्तु मिथ्याग्रहैर्ग्रस्तजनः सदेति ।**

**तदेव कर्तुं यतते प्रमुक्त्वा स्वानन्ददं स्वात्मपदं पवित्रम् ॥१२७॥**

**आदौ गृहीतं किमपि स्ववस्तु योग्यं गृहीतं हृदि मन्यमानः ।**
**त्यागस्य चिन्तां ग्रहणस्य मुक्त्वा यस्तत्त्ववेदी रमते स्वभावे ॥१२८॥**

**અર્થ**—જે પુરૂષ અનેક પ્રકારના મિથ્યા આગ્રહો કરવાવાળો હોય છે તે પુરૂષ પોતાના આત્મજન્ય અનંતસુખ આપવાવાળા અને પરમપવિત્ર એવા આત્માના શુદ્ધસ્વરૂપનો ત્યાગ કરી દે છે. અને "હું પરપદાર્થોનો ત્યાગ કરૂં છું અને પોતાના આત્મતત્વને ગ્રહણ કરૂં છું" આમ ચિંતવન કરીને ત્યાગ અથવા ગ્રહણ કરવાનો પ્રયત્ન કરે છે. પરંતુ જે પુરૂષને કોઈપણ પ્રકારનો મિથ્યા આગ્રહ હોતો નથી તે તો સૌથી પહેલાં તો આત્માના શુદ્ધ સ્વરૂપને ગ્રહણ કરે છે અને એમ માને છે કે "મેં જે આ આત્માનું શુદ્ધસ્વરૂપ ગ્રહણ કર્યું છે તે ખરેખર યોગ્ય અને સર્વોત્તમ છે." તેથી તે કોઈપણ પદાર્થને ગ્રહણ કરવાની અથવા ત્યાગ કરવાની ચિંતા કરતો નથી. ત્યાગ અને ગ્રહણ કરવાની ચિંતા છોડી દઈને આત્મતત્વને જાણવાવાળો તે પુરૂષ ફક્ત પોતાના આત્મામાંજ લીન થઈ જાય છે.

**ભાવાર્થ**—જ્યાંસુધી આ જીવ ત્યાગ અને ગ્રહણ કરવાની ચિંતા કરે છે ત્યાંસુધી તે તે ચિંતામાંજ મગ્ન રહે છે. ત્યાગ અને ગ્રહણ કરવાની ઈચ્છાવાળો માણસ આત્માના શુદ્ધસ્વરૂપની પ્રાપ્તિ કરી શકતો નથી. જે પુરૂષ પરપદાર્થોનો સર્વથા ત્યાગ કરી આત્માના શુદ્ધસ્વરૂપને ગ્રહણ કરે છે તે પુરૂષ તે સમસ્ત ચિંતાઓથી દૂર થઈ શકે છે. અને તેજ પુરૂષ પોતાના આત્માના સ્વ-સ્વભાવમાં [ શુદ્ધ સ્વભાવમાં ] લીન થઈને તથા સમસ્ત કર્મોનો નાશ કરી તેજ આત્માના શુદ્ધસ્વભાવમાંજ નિમગ્ન રહે છે. તેથી આત્માના શુદ્ધસ્વરૂપને ગ્રહણ કરવા માટે દરેક ભવ્યજીવોએ પ્રયત્ન કરવો જોઈએ. અને તેજ આત્માને માટે હિતકર–કલ્યાણકારક છે.

**હવે જ્ઞાની અને અજ્ઞાની આત્માની સત્તા કયાં કયાં માને છે તે વિષે કહેવામાં આવે છે—**

પ્રશ્ન—**स्वात्मानं मन्यते मूढः क वा ज्ञानी प्रभो वद ।** ॥ ૭૭ ॥

**અર્થ**—હે સ્વામિન્ ! હવે કૃપા કરીને કહો કે જ્ઞાની પુરૂષ આત્માની સત્તા કયાં માને છે અને અજ્ઞાની પુરૂષ આત્માની સત્તા કયાં માને છે.

उत्तर—स्वात्मा सदा तिष्ठति मे शरीरे स्वतत्त्वशून्यः किल मन्यमानः ।
तद्रक्षणार्थं विषमन्यथादं करोति पापं प्रविहाय नित्यम् ॥१२९॥
यस्तत्त्ववेद्यात्मनि शुद्धबुद्धः स्वात्मा सदा तिष्ठति शुद्ध एव ।
सुमन्यमानः स्वसुखं प्रभुंजन् प्रत्यक्षमेव प्रतिभाति देवः ॥१३०॥

**અર્થ**—જે પુરૂષ આત્મતત્વને જાણતો નથી તે એમજ સમજે છે કે આ મારો આત્મા હમેશા શરીરમાંજ રહે છે તેમ માનવાથી તે પોતાની નીતિ તેમજ ધર્મનો ત્યાગ કરી દે છે અને શરીરની રક્ષા કરવાને માટે અત્યંત ભયંકર અને મહા-દુઃખ આપવાવાળા અનેક પ્રકારના પાપ ઉત્પન્ન કરે છે. પરંતુ જે પુરૂષ આત્મતત્વનું યથાર્થ સ્વરૂપ જાણે છે તે એમજ માને છે કે આ મારો શુદ્ધ બુદ્ધ આત્મા હમેશા પોતાના શુદ્ધ આત્મામાંજ વિરાજમાન રહે છે. એમ માનીને તે આત્મજન્ય અતીંદ્રિય સુખનો અનુભવ કરે છે અને આવીરીતે તે પ્રત્યક્ષ અરહંતદેવની માફક સુશોભિત બને છે.

**ભાવાર્થ**—આત્મા એક અલગ પદાર્થ છે અને શરીર પુદ્ગલદ્રવ્ય છે. પુદ્ગલ પોતાના પ્રદેશોમાં રહે છે અને ચૈતન્યમય આત્મા પોતાના પ્રદેશોમાં રહે છે. જો કે બાહ્ય રીતે તો શરીર અને આત્મા એ બંન્ને એકજ દેખાય છે છતાં વાસ્તવિક રીતે તો શરીર અને આત્મા એ બંને અલગજ છે. તેથી શરીરને આત્માનો આધાર માનીને તેની રક્ષા કરવી તથા તેનું રક્ષણ કરવા માટે અનેક પાપરૂપ પ્રવૃત્તિ કરવી તે માત્ર અજ્ઞાનતાજ છે. ભવ્યજીવોએ એવી અજ્ઞાનતાથી સર્વથા દૂર રહેવુ જોઈએ અને આત્માને જળકમળની માફક શરીરથી તદ્દન અલગ માનીને તેને શુદ્ધ કરવા માટે નાનાવિધ પ્રયત્ન કરવો જોઈએ. વાસ્તવિક રીતે જોતાં તો સ્પષ્ટ માલુમ પડે છે કે આ શરીરજ આત્માને શુદ્ધ થવા દેતું નથી. તેથી જ્યાંસુધી આ શરીરનું અસ્તિત્વ રહે છે ત્યાંસુધી આત્મા બીલકુલ શુદ્ધ થઈ શકતો નથી. આથી શરીરનો અને શરીર ઉત્પન્ન કરવામાં કારણભૂત એવા કર્મોનો સર્વથા નાશ કરવાને માટે પ્રયત્ન કરવો જોઈએ. અને તેજ આત્મિક કલ્યાણનું સાધન છે. ( ભવ્યજીવોએ અનેક વસ્તુઓના ભોગે પણ આ સાચા સાધનને માટે નિશદિન પ્રયત્ન કરવો જોઈએ. )

હવે કોનો પરિશ્રમ સફળ અથવા નિષ્ફળ જાય છે તે કહેવામાં આવે છે—

प्रश्न — **परिश्रमश्च कस्य स्यात्सफलं विफलं वद ?**

**અર્થ**—હે સ્વામિન્ ! આ સંસારમાં કોનો પરિશ્રમ સફળ મનાય છે અને કોનો પરિશ્રમ નિષ્ફળ મનાય છે તે વિષે કૃપા કરીને કહો.

उत्तर — **जडे शरीरे प्रविलोकनार्थं निजस्वरूपं यतते प्रमूढः ।**
**निजस्वरूपस्य तथाप्यलाभात् परिश्रमः स्याद्विफलश्च तस्य ॥१३१॥**
**चैतन्यरूपं परभावभिन्नं चैतन्यरूपे प्रविलोकनार्थम् ।**
**यस्तत्त्ववेदी यतते ततश्च परिश्रमः स्यात्सफलो हि तस्य ॥१३२॥**

**અર્થ**—જે પુરૂષ આ જડ શરીરમાં પોતાના આત્માનું સ્વરૂપ નિહાળવા પ્રયત્ન કરે છે તે ખરેખર મૂર્ખ છે. તે કોટિ ઉપાય કરે તોપણ આ જડ શરીરમાં પોતાના આત્માનું સ્વરૂપ નિહાળી શકતો નથી. તેથી તેનો સર્વ પ્રયત્ન વ્યર્થ જાય છે. પરંતુ જે પુરૂષ પુદ્‌ગલાદિક સર્વ પદાર્થથી અલગ એવા પોતાના શુદ્ધ ચૈતન્યમય આત્માને પોતાના ચૈતન્યસ્વરૂપ આત્મામાંજ દેખવાનો પ્રયત્ન કરે છે તે આત્મતત્વને જાણવાવાળો ગણાય છે અને તેનો પ્રયત્નજ સફળ મનાય છે.

**ભાવાર્થ**—જે પુરૂષ આત્માના યથાર્થ સ્વરૂપને જાણતો નથી તે પુરૂષ ઘોરતપશ્ચરણ કરવા છતાંપણ આ જડ શરીરમાંજ આત્મતત્વને નિહાળવાનો પ્રયત્ન કરે છે. પરંતુ શરીર જડ છે, આત્મતત્વથી સર્વથા રહિત છે તેથી તેમાં [ શરીરમાં ] આત્માની પ્રાપ્તિ કદીપણ થઈ શકતી નથી. તેવા પુરૂષો ઘોર તપશ્ચરણ કરે તોપણ તેમના તપશ્ચરણાદિ તદ્દન વ્યર્થ જાય છે. પરંતુ જે પુરૂષ આત્માના સ્વરૂપને જાણે છે, તે આત્માને શરીરાદિક પરપદાર્થોથી સર્વથા અલગજ માને છે. તે પુરૂષ આત્માને શુદ્ધ બુદ્ધ ચૈતન્યમય માને છે અને શરીરને તદ્દન જડ માને છે અને શરીર તરફ બીલકુલ પણ ધ્યાન આપતો નથી. તે તો આ શરીરને ત્યાજ્ય અને દુઃખ દેવાવાળું તથા આત્માનું અકલ્યાણ કરવાવાળું માને છે. તેથી તે ભવ્ય પુરૂષ પોતાના આ-

ત્માને આત્મામાંજ નિહાળવાનો પ્રયત્ન કરે છે. તે તો સમજે છે કે આ આત્માના વાસ્તવિક સ્વરૂપને તો કર્મોએ ઢાંકી દીધું છે. જ્યાંસુધી તે કર્મોને નષ્ટ કરવામાં નહિ આવે ત્યાંસુધી આત્માનુ વાસ્તવિક સ્વરૂપ પ્રગટ થવાનું નથી. તેથી આત્મતત્ત્વને જાણવાવાળો પુરૂષ કર્મોનો નાશ કરવા માટે વહેલામાં વહેલી તકે પ્રયત્ન કરે છે. કર્મોમાં પણ સૌથી પ્રબળમાં પ્રબળ તો મોહનીય કર્મ છે અને મોહનીય કર્મમાં પણ આત્માના યથાર્થ સ્વરૂપને ઢાંકવાવાળું દર્શન મોહનીય કર્મ છે. દર્શન મોહનીય કર્મનો નાશ કર્યા પછી ચારિત્ર મોહનીય કર્મનો નાશ કરવાનો પ્રયત્ન કરે છે. આવીરીતે જ્યારે મોહનીય કર્મનો નાશ થાય છે અથવા મોહનીય કર્મ શાંત પડે છે ત્યારે તેનો શુદ્ધ આત્મા આપોઆપજ પ્રગટ થાય છે. અને આવીરીતે તેનો સમસ્ત પરિશ્રમ સફળ થાય છે તેથી પોતાનો પરિશ્રમ સફળ બનાવવા માટે પ્રથમમાં પ્રથમ તો મોહનીયકર્મનો નાશ કરવાનો ભવ્યજીવોએ પ્રયત્ન કરવો જોઈએ અને તેજ મોક્ષનો ઉપાય છે.

**હવે પોતાના આત્માને જે સ્વસંવેદ [ પોતાનાજ અનુભવવડે જાણવા લાયક ] સમજે છે અને જે માનતા નથી તે કેવા હોય છે તે કહેવામાં આવે છે—**

प्रश्न — **स्वसंवेदं निजात्मानं मन्यते वा न कीदृशः ?**

**અર્થ**—હે સ્વામિન્ ! જે પુરૂષ પોતાના આત્માને પોતાનાજ આત્માદ્વારા જાણવા યોગ્ય સમજે છે અને જે પુરૂષ એમ માનતો મથી તે કેવો હોય છે તે કૃપા કરીને કહો.

उत्तर — **पंचाक्षरूपोऽस्मि तथान्यवेद्यो नाहं स्वसंवेद्य इति प्रमूढः ।**
**स्यान्मन्यमानश्च खलस्तदर्थं करोति पापं परिहाय लज्जाम् ॥१३३॥**
**पंचाक्षरूपश्च कदापि नाहं सदा स्वसंवेदनतः प्रगम्यः ।**
**यस्तत्त्ववेदीति सुमन्यमानोऽक्षातीतसौख्ये भवति प्रलीनः ॥१३४॥**

**અર્થ**—જે પરૂષ આત્માના યથાર્થ સ્વરૂપને જાણતો નથી તે એમજ સમજે છે કે હું પાંચે ઇન્દ્રિયરૂપ તેમજ શરીરરૂપ

છું, તથા બીજાઓ મને સમજી શકે છે પરંતુ હું પોતે મારા આત્માને જાણી શકતો નથી. એમ સમજીને તે દુષ્ટ પુરૂષ પોતાની લજ્જાનો તો ત્યાગ કરી દે છે અને તે ઇન્દ્રિયોની પુષ્ટિને માટે અનેક પ્રકારના પાપ ઉત્પન્ન કરે છે. પરંતુ જે પોતાના આત્માના યથાર્થ સ્વરૂપને જાણે છે તે તો એમજ સમજે છે કે હું કોઇપણ કાળે ઇન્દ્રિય સ્વરૂપ થનાર નથી. હું તો માત્ર જ્ઞાનરૂપ છું, અને સ્વસંવેદનથી [ હું સુખી છું, જ્ઞાની છું. આવીરીતે પોતાના અનુભવરૂપી જ્ઞાનથી ] જ જાણી શકાઉં તેવો છું. આમ માનીને તે અતીન્દ્રિય સુખમાં હમેશા લીન રહે છે

**ભાવાર્થ**—જેવીરીતે દીવો પરપદાર્થોને પ્રકાશિત કરે છે અને પોતાના સ્વરૂપને પણ પ્રકાશિત કરે છે, તેવીજરીતે આ જ્ઞાનમય આત્મા પોતાના જ્ઞાનથી અન્ય પદાર્થોને પ્રકાશિત કરે છે અને સ્વાનુભૂતિદ્વારા પોતાના સ્વરૂપને પણ પ્રકાશિત કરે છે. આત્માનો અનુભવ એટલે સ્વાત્માનુભૂતિ અને અનુભવ એટલે જ્ઞાન, આમ જ્ઞાનમય આત્માનુ સ્વરૂપ પોતાની અનુભવરૂપી જ્ઞાનદ્વારા જાણી શકાય છે. જેવીરીતે દીવો સ્વપર પ્રકાશક છે તેવીજરીતે આત્મા સ્વપર પ્રકાશક છે. જે પુરૂષ આત્માનું યથાર્થ સ્વરૂપ જાણે છે તે એમ માને છે કે આત્મા અમૂર્ત છે તેથી તે ઇન્દ્રિયોદ્વારા કદીપણ જાણી શકતો નથી. ઇન્દ્રિયોદ્વારા તો માત્ર મૂર્ત–સ્થૂલ પદાર્થોનુંજ જ્ઞાન થઈ શકે છે. ઇન્દ્રિયોદ્વારા મૂર્ત સૂક્ષ્મ પદાર્થો પણ જાણી શકતા નથી, તો પછી તે ઇન્દ્રિયોદ્વારા અમૂર્ત એવા આત્માનું જ્ઞાન કેવીરીતે થઈ શકે ! તેથી આત્માનું સ્વરૂમ પોતાના અનુભવ-વડેજ સમજી શકાય છે. તેમાં લેશ માત્ર પણ શંકા નથી. જે લોકો આવા પ્રકારનું આત્માનું સ્વરૂપ સમજે છે, તે આત્મજન્ય યથાર્થ સુખ અનુભવે છે, અને જે લોકો એમ માનતા નથી તે ઇન્દ્રિયોને વશીભૂત થઈ અનેક પ્રકારના પાપ ઉત્પન્ન કરે છે, આથી ભવ્યજીવોનુ કર્તવ્ય છે કે આત્માના યથાર્થ સ્વરૂપને જાણ્યા પછી અતીંદ્રિય સુખનો અનુભવ કરે અને ઇન્દ્રિયોના વિષયોનો ત્યાગ કરી આત્માને નરક નિગોદાદિકના દુઃખોમાંથી બચાવે.

**હવે જ્ઞાની અને અજ્ઞાની કોને મિત્ર અથવા શત્રુ માને છે તે કહેવામાં આવે છે—**

પ્રશ્ન — **मन्यते किं रिपुं मित्रं मूर्खः सुज्ञः प्रभो वद !** ॥ ૮૧ ॥

હે સ્વામિન્ ! હવે કૃપા કરીને કહો કે અજ્ઞાની પુરૂષ કોને શત્રુ અને કોને મિત્ર ગણે છે, તથા જ્ઞાની પુરૂષ કોને શત્રુ અને મિત્ર ગણે છે.

उत्तर—स्वतत्त्वशून्यो बहिरेव मित्रं मत्वा रिपुं सौख्यकरं व्यथादम् ॥
तन्मारणार्थं च सुरक्षणार्थं त्यक्त्वा सुकृत्यं यतते ह्यभागी ॥१३५॥
स्वतत्त्ववेत्त्यैव विभावभावं मत्वा खलं शत्रुसमं व्यथादम् ॥
मित्रं स्वभावं सुखदं च मत्वा करोति भाषां खलु तेन सार्द्धम् ॥१३६॥

**અર્થ**—જે પુરૂષ આત્મતત્વને જાણતો નથી તે બાહ્ય સુખ આપવાવાળા પુરૂષોને મિત્ર માને છે, અને બાહ્ય દુઃખ દેવાવાળા પુરૂષોને શત્રુ માને છે. તથા એમ માનીને તે અજ્ઞાની પુરૂષ પોતાના આત્મકલ્યાણનો માર્ગ ત્યજી દઈને તે શત્રુઓને મારી નાખવાનો અને મિત્રોને પોષવાનો પ્રયત્ન કરે છે. પરંતુ જે પુરૂષ આત્માનું યથાર્થ સ્વરૂપ જાણે છે તે તો શત્રુ સમાન દુઃખ આપવાવાળા પોતાના વિભાવ ભાવોનેજ શત્રુ માને છે, અને અનંત અતીન્દ્રિય સુખ આપવાવાળા આત્માના સ્વભાવનેજ મિત્ર માને છે. પછી તો તે પોતાના આત્મિક સ્વભાવમાંજ મગ્ન રહે છે.

**ભાવાર્થ**—આ જીવને જે જે સુખ દુઃખ પ્રાપ્ત થાય છે તે પોતપોતાના કર્મના ઉદયથી પ્રાપ્ત થાય છે. શુભ કર્મોના ઉદયથી સુખ અને અશુભ કર્મોના ઉદયથી દુઃખ પ્રાપ્ત થાય છે.

ખરેખર, કર્મબંધનું મુખ્ય કારણ કષાયાદિક ભાવોજ છે, અને કષાયાદિક ભાવો આત્માના વિભાવભાવ તરીકે લેખાય છે. જો આત્મામાં ક્રોધાદિક વિભાવભાવો ઉત્પન્ન થતા ન હોય તો તે આત્માને કર્મબંધના પાસમાં સપડાવું ન પડે. જો કર્મબંધ ન થાય તો કર્મનો ઉદય થવો તે પણ સંભવિત નથી. તેથી કહેવું જોઇએ કે આ સંસારમાં જે બાહ્ય સુખદુઃખ થાય છે તેનું મુખ્ય કારણ તો આત્માના વિભાવભાવોજ છે. તે વિભાવભાવોથી બંધનબદ્ધ થવાવાળા કર્મોના ઉદયથીજ સુખ દુઃખ થાય છે. પરંતુ તે સુખ દુઃખમાં અન્ય પુરૂષ નિમિત્ત માત્ર બને છે. 

જે પુરૂષ આત્માના યથાર્થ સ્વરૂપને જાણતો નથી તે સુખમાં નિમિત્ત કારણ બનવાવાળા પુરૂષને મિત્ર અને તેથી પ્રતિકૂળ કાર્યમાંજ દુઃખમાં નિમિત્તરૂપ બનનારને શત્રુ માને છે. જેવીરીતે કોઈએક પુરૂષ કુતરાને મારવાના હેતુથી પત્થર ફેંકે, અને

બીજો કોઈએક પુરૂષ સિંહને મારવાના હેતુથી પત્થર ફેંકે પરંતુ કુતરો પત્થરની તરફ દોડે છે અને સિંહ પત્થર ફેંકનાર તરફ દોડે છે. તેવીરીતે આત્માના સ્વરૂપને જાણવાવાળો પુરૂષ અનંત અતીંદ્રિય સુખ આપવાવાળા સ્વભાવનેજ મિત્ર માને છે અને પછી તેને પોતાનુંજ સ્વરૂપ સમજીને તેમાં લીન બની જાય છે. તથા વિભાવ પરિણામોને શત્રુ સમજીને તેનો સદંતર ત્યાગ કરી દે છે. આત્મજ્ઞાની પુરૂષ કર્મોના ઉદયમાં નિમિત્ત કારણ બનવાવાળા પુરૂષ તરફ બીલકુલ ધ્યાન આપતો નથી અને કર્મોના ઉદય તરફ પણ બીલકુલ ધ્યાન આપતો નથી. તે તો સીધો વિભાવ પરિણામોનો નાશ કરવાનોજ પ્રયત્ન કરે છે તથા તેનો નાશ કરીને આત્મિક સ્વભાવમાંજ લીન બની જાય છે.

**હવે આત્મજ્ઞાની અને અનાત્મજ્ઞાનીના કાર્યવિષે કહેવામાં આવે છે—**

પ્રશ્ન—**अतत्त्वज्ञोऽथ तत्त्वज्ञः किं करोति प्रभो वद ?**

હે સ્વામિન્ ! આત્મતત્વને જાણવાવાળો અને આત્મતત્વને ન જાણવાવાળો પુરૂષ શું શું કરે છે, તે કૃપા કરીને કહો.

ઉત્તર—**अजानमानश्च निजस्वभावं मूर्खः सदा हर्षविषादभावम् ॥**
**कुर्वन्नकृत्यं विषमं स्पृहोत्थं तद्दोषतः श्वभ्रगतिं प्रयाति ॥१३७॥**
**स्वतत्त्ववेदीति निजस्वभावं जानन् यथावत्परभावभिन्नम् ॥**
**त्यक्त्वा ध्रुवं हर्षविषादभावं शुद्धे स्वभावे रमते च धीरः ॥१३८॥**

**અર્થ**—જે પુરૂષને આત્માના સ્વભાવનું ભાન નથી, તે પુરૂષ હમેશા હર્ષ અને શોક માને છે અને સ્વેચ્છાપૂર્વક ન કરવા યોગ્ય પાપરૂપ કાર્ય કરે છે. આવા ભયંકર દોષને લીધે તે પુરૂષ નરકનિગોદ ગતિમાં જાય છે અને ત્યાં અનંતાનંત કાલ સુધી ઘોરાતિઘોર દુઃખ સહન કરે છે. પરંતુ જે પુરૂષ આત્માનું યથાર્થ સ્વરૂપ જાણે છે, અને જે પુરૂષ તેવા આત્માના સ્વરૂપને કષાયાદિક પરભાવોથી સર્વથા ભિન્ન-દૂર રાખે છે, તે જ્ઞાની પુરૂષ હર્ષવિષાદનો સર્વથા ત્યાગ કરી દે છે અને પછી તે ધીર-વીર પુરૂષ પોતાના આત્માના શુદ્ધ સ્વભાવમાં હમેશા લીન રહે છે.

**ભાવાર્થ**—હર્ષ અને વિષાદ એ બંને આત્માના વિભાવ ભાવ છે. હર્ષવિષાદ માનવાથી આ જીવ ઘોરાતિઘોર પાપરૂપી જાળમાં ફસાય છે. હર્ષ મનાવવા માટે આ સંસારી જીવ અનેક પ્રકારના ઉત્સવ મનાવે છે અને જે ઉત્સવ મનાવવામાં થતાં પાપોનો ભાગી બને છે, અને વિષાદ મનાવવાથી તેમજ માનવાથી અત્યંત સંકલીષ્ટ ભાવો ભાવે છે, જેથી તે કદીપણુ આ સંસારરુપી જાળમાંથી છુટી શકતો નથી. અર્થાત્ આ સંસારમાં પરિભ્રમણુ કરીને દુર્ગતિઓના ઘોરાતિઘોર દુઃખ સહન કરે છે.

વાસ્તવિક રીતે જોતાં તો માલુમ પડે છે કે હર્ષ અને વિષાદ કર્મોના ઉદયથી થાય છે જેથી સાબીત થાય છે કે તે બંને આત્માથી ભિન્ન છે કેમકે કર્મ પણુ આત્માનો મૂળ સ્વભાવ નથી. [ આત્મા તો શુદ્ધ ચૈતન્યરુપ છે ] તેથી આત્મજ્ઞાની પુરુષો હર્ષ વિષાદથી દૂર રહી આત્મ સ્વભાવમાં લીન બને છે, અને સંસારદુઃખોથી બચવાનું સાધન છે.

**હવે આત્માના ભેદોને જાણુવાવાળો અને ન જાણુવાવાળો પુરૂષ શું કરે છે તે કહેવામાં આવે છે.**

**प्रश्न—ज्ञात्वा त्रिविधयात्मानमज्ञात्वा वा करोति किम् ?**

હે સ્વામિન્ ! ત્રણે પ્રકારના આત્માના સ્વરુપને જાણુવાવાળો તેમજ ન જાણુવાવાળો પુરુષ શું કરે છે તે કૃપા કરીને કહો.

**उत्तर—योऽजानमानो बहिरन्तरात्मभेदं प्रमोहात्परमात्मरूपम् ॥**
**अत्यंतानिंद्यां कुकृतिं प्रकुर्वन् उन्मत्त एव प्रतिभाति मूढः ॥१३९॥**
**यस्तत्त्ववेदी त्रिविधात्मभेदं जानन् यथावद्बहिरात्मबुद्धिम् ॥**
**त्यक्त्वा द्वितीये निवसन् तृतीयं दृष्टुं कृतीन्द्रो यततेऽतिशुद्धम् ॥१४०॥**

**અર્થ**—જે પુરુષ મોહનીય કર્મના તીવ્ર ઉદયથી બહિરાત્મા, અંતરાત્મા અને પરમાત્મા એમ આત્માના ત્રણે ભેદોને જાણુતો નથી તે પુરુષ મૂર્ખ પુરુષની માફક અત્યંત નિંદ્ય કામ કરે છે, અને તેજ કારણે આ સંસારમાં મૂર્ખ લેખાય છે. પરંતુ જે પુરુષ પોતાના આત્માના ત્રણે ભેદોને જાણે છે તે પુરુષ બહિરાત્મબુદ્ધિને ત્યાગ કરી અંતરાત્મામાં નિવાસ કરે છે, અને

પછી તે ઉત્તમ પુણ્યવાન પુરૂષ અત્યંત શુદ્ધ એવા પરમાત્માને દેખવા માટે પ્રયત્ન કરે છે.

**ભાવાર્થ**—આત્માના ત્રણ ભેદ છે. બહિરાત્મા, અંતરાત્મા અને પરમાત્મા. જે જીવ શરીર અને આત્માને એક માને છે તેને બહિરાત્મા કહે છે. જે જીવ શરીરને ભિન્ન સમજે છે અને ચૈતન્યમય આત્માને શરીરથી ભિન્ન માને છે તેને અંતરાત્મા કહે છે. અને જે જીવ ઘાતિયા કર્મોનો નાશ કરી દે છે અને સમસ્ત આઠે કર્મોનો પણ નાશ કરી દે છે તેને પરમાત્મા કહે છે. એ ત્રણેમાં બહિરાત્મા હેય છે—આત્મા અને શરીરને એક માનવાવાળી બુદ્ધિ ત્યાજ્ય છે. કેમકે તે મિથ્યા બુદ્ધિ છે. શરીર અને આત્મા કદીપણ એક હોઈ શકતા નથી. શરીર જડ છે, અને આત્મા ચૈતન્યરૂપ જ્ઞાનમય છે. તેથી શરીર અને આત્માને એક માનવાવાળી બુદ્ધિ તદ્દન મિથ્યા છે. જે જીવ આ ભેદોને જાણતો નથી તે બહિરાત્મ બુદ્ધિનો ત્યાગ કરી શકતો નથી અને તેથીજ તે આત્મકલ્યાણનો માર્ગ ત્યજી દે છે અને શરીરને સુખ આપવા માટે–પોષવા માટે અથાગ પરિશ્રમ ઉઠાવે છે જેના પરિણામે તેને આ અપાર સંસારમાં પરિભ્રમણ કરવું પડે છે. પરંતુ જે પુરુષ આત્માના યથાર્થ ભેદોને જાણે છે તે પુરૂષ ત્યાગ કરવા લાયક બહિરાત્મબુદ્ધિનો ત્યાગ કરી દે છે અને અંતરાત્મા ત્યજી પરમાત્મા બનવાનો પ્રયત્ન કરે છે. તેથી પ્રત્યેક ભવ્યજીવની ફરજ છે કે બહિરાત્મબુદ્ધિ ત્યજી દઈ, અંતરાત્મા બની, પરમાત્મા થવાનો પ્રયત્ન કરે. કેમકે પરમાત્માજ આત્માનુ સર્વોત્કૃષ્ટ કલ્યાણ છે.

**હવે ચેતન અને અચેતન પદાર્થને કોણ જાણે છે અને કોણ જાણતું નથી તે કહેવામાં આવે છે–**

**यस्तत्त्वशून्यश्चिदचेतनादे-श्चिन्हं न जानन् निजवस्तुनोपि ।**
**ततः प्रमादी परलोककार्ये भवत्यवश्यं भवदुःखपात्रम् ॥१४१॥**
**यस्तत्त्ववेदी चिदचेतनादे-श्चिन्हं यथावत्सुखदं च बुद्ध्वा ।**
**अचेतनं वा प्रविहाय वस्तु करोति चैतन्यगृहे निवासम् ॥१४२॥**



**અર્થ**—જે પુરૂષ પોતાના આત્માના યથાર્થ સ્વરૂપને જાણતો નથી તે પુરૂષ ચેતનાત્મક તેમજ અચેતનાત્મક કોઇપણ

વસ્તુના—પદાર્થના યથાર્થ સ્વરૂપને જાણતો નથી. એટલે સુધી કે તે પોતાનું સ્વરૂપ પણ જાણતો નથી અને તેથીજ તે પાર- લૌકિક કાર્યોમાં અત્યંત પ્રમાદી રહે છે, જેથી કરીને તેને આ સંસારનાં અનેક દુઃખો ભોગવવાં પડે છે. પરંતુ જે પુરૂષ પોતાના આત્માનું યથાર્થ સ્વરૂપ જાણે છે તે ચેતન તેમજ અચેતનના મુખ્ય આપવાવાળાં ચિન્હોને પણ સારીરીતે જાણે છે. તેમ જાણ્યા પછી તે પુરૂષ શરીરાદિક અચેતન પદાર્થનો ત્યાગ કરે છે અને પોતાના ચૈતન્યમય આત્મામાં હમેશાં લીન રહે છે.

**ભાવાર્થ**—આત્માનું કલ્યાણ કરવાવાળું સ્વપરભેદવિજ્ઞાન છે. પોતાના આત્માનું તથા આત્માની સાથે મળી ગએલાં કર્મ અથવા શરીરાદિ પરપદાર્થોનું સ્વરૂપ જાણીને અથવા જીવ, અજીવ આદિ સમસ્ત પદાર્થોનું યથાર્થ સ્વરૂપ જાણીને શરીરથી આત્મા તદ્દન જુદો માનવો તથા આત્માની સાથે મળી ગએલા શરીર અથવા કર્મને તે આત્માથી અલગ કરવાનો પ્રયત્ન કરવો અથવા આત્માને શરીર તેમજ કર્મથી અલગ કરવાનો પ્રયત્ન કરવો તેજ સ્વપરભેદવિજ્ઞાનનું તાત્પર્ય છે. જે પુરૂષ પોતાના આત્માનું સ્વરૂપ જાણે છે તે પુરૂષ આત્માથી ભિન્ન એવા કર્માદિક તથા શરીરાદિકનું સ્વરૂપ પણ સારી પેઠે સમજે છે. અને બંનેનું સ્વરૂપ સારીપેઠે સમજવાથી અચેતનરૂપી કર્મોના નાશ કરવાનો પ્રયત્ન કરે છે, તદુપરાંત પોતાના શુદ્ધાત્મામાં લીન રહેવાનો પ્રયત્ન કરે છે જેથી તે અજરામર મોક્ષપદ પ્રાપ્ત કરે છે. પરંતુ જે પુરૂષ આત્માનું સ્વરૂપ જાણતો નથી, તે પુરૂષ કર્મ અને શરીરાદિકનું પણ સ્વરૂપ જાણતો નથી, જેથી તે ન તો કર્મોના નાશ કરી શકે કે ન તો આત્માનુ કલ્યાણ સાધી શકે. આત્માનું સ્વરૂપ જાણતો ન હોવાથી તે પુરૂષ નરક નિગોદાદિક દુર્ગતિઓમાં પરિભ્રમણ કરતો રહે છે તેથી પ્રત્યેક ભવ્યજીવોએ પોતાના આત્માનું સ્વરૂપ જાણવું જોઈએ—યથાર્થ સ્વરૂપ જાણવા પ્રયત્ન કરવો જોઈએ, અને તે સારૂ જનાગમનું પઠન પાઠન કરવું જોઈએ. તેજ આત્મકલ્યાણનો માર્ગ છે.

## હવે જ્ઞાની અજ્ઞાનીને કયાં કયાં સારૂં લાગે છે તે કહેવામાં આવે છે—

પ્રશ્ન—**મૂર્ખઃ क्व रमते स्वामिन्नात्मज्ञो वा प्रभो वद ?** ॥ ૮૬ ॥

**અર્થ**—હે પ્રભો ! હે સ્વામિન્ ! હવે કૃપા કરીને એટલું બતાવો કે મૂર્ખ માણસને કયાં ઠીક લાગે છે અને જ્ઞાની પુરૂષને કયાં ઠીક લાગે છે ?

उक्त--**यत्रैव मूर्खः खलु जायते वै पाकात्पुरा संचितकर्मणश्च ।**
**सुतन्मयः सन् रमते हि तत्र विस्मृत्य धर्मं किल पूर्वबंधून् ॥१३॥**
**स्वतत्त्ववेदी कृतकर्मयोगात् नीचोच्चवंशो मम जन्म जातम् ।**
**द्वेषो न रागोस्ति तथापि तत्रेति मन्यमानो रमते स्वराज्ये ॥१४॥**

**અર્થ**—આત્માનું સ્વરૂપ નહિ જાણવાવાળો પુરૂષ પૂર્વકર્મના ઉદયથી જે યોનિમાં જન્મ લે છે ત્યાં તે અજ્ઞાનતાને લીધે તન્મય થઈને આનંદપર્વક જીવન વ્યતીત કરે છે, તથા તે પોતાના ધર્મને પણ ભૂલી જાય છે અને પ્રથમના ભાઈબંધુ આદિને પણ ભૂલી જાય છે. પરંતુ જે જીવ પોતાના આત્માનું સ્વરૂપ જાણે છે તે પુરૂષ એમ સમજે છે કે હું પૂર્વકર્મના ઉદયથી નીચ તથા ઉંચ કુળમાં જનમ્યો છું. તેથી કર્મના ઉદયથી પ્રાપ્ત થવાવાળા ઉચ્ચ તેમજ નીચ કુળ પ્રત્યે મને બીલકુલ રાગદ્વેષ નથી. એમ માનીને તે પોતાના શુદ્ધાત્મામાં લીન રહે છે.

**ભાવાર્થ**—પશુ થવું, પક્ષી થવું, મનુષ્ય થવું, દેવ થવું, નરકમાં જવું વગેરે આ જીવની પર્યાયો છે. તે પોતે કરેલ કર્મોના ઉદયથીજ ધારણ કરવી પડે છે. આ જીવ જેવું કરે છે તેવું ભોગવે છે. પુણ્ય ઉત્પન્ન કરવાવાળો પુરૂષ સ્વર્ગાદિકમાં દેવ થાય છે અને મનુષ્ય લોકમાં રાજા, ચક્રવર્તી અથવા કોઈ પુણ્યવાન મનુષ્ય થાય છે. પરંતુ પાપ ઉત્પન્ન કરવાવાળો જીવ નરકમાં જાય છે અને નીચ પશુ, પક્ષીઓના શરીર ધારણ કરે છે. એ સર્વ પર્યાયો કર્મના ઉદયથી પ્રાપ્ત કરવી પડે છે. જો આ જીવ પોતાના સમસ્ત કર્મોનો નાશ કરી નાખે તો પછી તે જીવને તે પર્યાયો કદીપણ ધારણ કરવી પડતી નથી. તેથી એટલું તો સિદ્ધ થાય છે કે તે પર્યાયો શુદ્ધ આત્માથી તદન ભિન્ન છે. જે જીવ પોતાના આત્માનું યથાર્થ સ્વરૂપ જાણે છે તે જીવ એમ સમજે છે અને તેથીજ સારી કે નરસી એમ કોઈપણ પર્યાયમાં રાગદ્વેષ કરતો નથી. તે તો માત્ર શુદ્ધ આત્મામાં લીન રહેવાનો પ્રયત્ન કરે છે.

પરંતુ જે પુરૂષ પોતાના આત્માના સ્વરૂપને જાણતો નથી તે કર્મજન્ય આત્માની પર્યાયોનેજ પોતાનું સ્વરૂપ માની

લે છે ! તે પર્યાયોને પોતાના આત્માના યથાર્થ શુદ્ધ સ્વરૂપથી ભિન્ન સમજતો નથી અને તેથીજ તે આ [ પ્રાપ્ત થએલ ] પર્યાયમાં તન્મય રહે છે, તથા તેનું પાલનપોષણ કરવા માટે અનેક પ્રકારના પાપ ઉત્પન્ન કરે છે. જેથી તે આ સંસારમાં પરિભ્રમણ કરે છે અને અનેક પ્રકારના મહાદુઃખ ભોગવે છે. તેથી પ્રત્યેક ભવ્યજીવે આત્માનું સ્વરૂપ જાણીને નર, નારક આદિ પર્યાયને ત્યાજ્ય સમજવી જોઈએ અને શુદ્ધ આત્માને ઉપાદેય ( ગ્રહણ કરવા યોગ્ય ) સમજીને તેમાંજ લીન રહેવાનો પ્રયત્ન કરવો જોઈએ. આ જ કલ્યાણનો માર્ગ છે.

**હવે જ્ઞાની અને મૂર્ખ શું શું કરે છે તે કહેવામાં આવે છે—**

**प्रश्न—किं किं करोति मूर्खश्च धीमान् मे वा गुरो वद !**

પ્રશ્ન—હે સ્વામિન્ ! મૂર્ખ પુરુષ શું કરે છે અને બુદ્ધિમાન પુરુષ શું કરે છે તે કૃપા કરીને કહો.

**स्वतत्त्वशून्योऽक्षसुखं सुमत्वा तत्प्राप्तये भृत्य इवानिशं वा ।**
**करोति तस्य स्वसुखं विहाय तद्दोषतो बन्दिगृहं प्रयाति ॥१४५॥**
**यस्तत्त्ववेदी परमः प्रसन्नो जितेन्द्रियः सः भवभोगदूरः ।**
**संयम्य चित्ताक्षपिशाचवर्गं सुयोगतः स्वात्मगृहं प्रयाति ॥१४६॥**

**અર્થ**—જે જીવ આત્મતત્વને જાણતો નથી તે જીવ ઇન્દ્રિયોના સુખોનેજ સુખ માને છે, તથા તે સુખોની પ્રાપ્તિને માટે પોતાના આત્મજન્ય અનંત સુખનો તો ત્યાગ કરી દે છે અને તે ઇન્દ્રિયોના સુખોની પ્રાપ્તિને માટે સેવકની માફક તેમની અત્યંત સેવા કર્યા કરે છે, અને તેનાજ ગુન્હાથી—દોષથી બંદીખાનામાં ફસાય છે. પરંતુ જે પુરુષ આત્માનું યથાર્થ સ્વરુપ જાણે છે તે મન અને ઇન્દ્રિયરુપી પિશાચોના સમૂહને સુયોગ્યરીતે વશ કરી લે છે, મન અને ઇન્દ્રિયનો સંપૂર્ણપણે નિગ્રહ કરે છે અને તેથીજ તે સમસ્ત ઇન્દ્રિયોને જીતવાથી સંસાર, શરીર અને ભોગોથી સર્વથા દૂર થઈ

જાય છે અને તેજ સર્વ કારણોથી પ્રસન્ન થઈને પોતાના ઘરમાં જતો રહે છે.

**ભાવાર્થ**—આ સંસારમાં જીવ શાશ્વત વાસ કરી શકતો નથી. આ શુદ્ધ બુદ્ધરૂપ આત્મા તો મોક્ષસ્થાનમાં હમેશા માટે વાસ કરે છે. મોક્ષમાં કોઈપણ પ્રકારનું બંધન નથી. ત્યાં તો આ આત્મા બિલકુલ સ્વતંત્ર બની જાય છે, અને અનંતકાલસુધી અનંતસુખ ભોગવે છે. પરંતુ તે સ્થાનપર પહોંચવા માટે મનોનિગ્રહ અને ઈન્દ્રિયનિગ્રહજ કારણભૂત છે. આ સંસારમાં જેટલાં પાપ થાય છે તેટલાં આ ઈન્દ્રિય અને મનને તૃપ્ત કરવા માટેજ થાય છે. અને તેજ પાપોથી આ સંસારી જીવોને તીવ્ર અશુભ કર્મનો બંધ થાય છે અને પછી તે કર્મના ઉદયથી નરક નિગોદાદિકમાં પરિભ્રમણ કરવું પડે છે. આમ કર્મોના નિમિત્તથી નરક નિગોદાદિકરૂપી સંસારમાં પરિભ્રમણ કરવું તે આ જીવને કેદખાના જેવું લાગે છે. જેમ કેદખાનામાં સિપાઈઓનો ત્રાસ કેદીને ભોગવવો પડે છે તેમ આ સંસારમાં પ્રાપ્ત કરેલ કર્મો જીવને સદાકાળ દુઃખ આપ્યાજ કરે છે. જ્યાંસુધી આં જીવની સાથે સાથે કર્મરૂપી સિપાઈ લાગ્યાજ રહે છે ત્યાંસુધી આ જીવ સ્વતંત્રરીતે—સ્વેચ્છાપૂર્વક પોતાના ઘરસુધી—મોક્ષસુધી—પહોંચી શકતો નથી. જ્યારે આ જીવ પોતાના આત્માનું સ્વરૂપ જાણીને આ ઈન્દ્રિયોના વિષયભોગોનો સર્વથા નાશ કરી નાખે અને આત્મામાં અત્યંત લવલીન બની સમસ્ત કર્મોનો નાશ કરી નાખે ત્યારેજ તે પોતાને ઘેર—મોક્ષ—પહોંચી શકે છે. તેથી દરેક ભવ્યજીવોએ પોતાના આત્માનું સ્વરૂપ જાણીને ઈન્દ્રિયોના વિષયભોગોનો સર્વથા ત્યાગ કરી દેવો જોઈએ. અને તેજ આત્માનું કલ્યાણ કરવાવાળું છે.

**હવે મૂર્ખ અને જ્ઞાનીનાં ચિન્હ વિષે કહેવામાં આવે છે—**

प्रश्न—**मूर्खस्य ज्ञानिनश्चिन्हं विद्यते किं प्रभो वद ?**

**અર્થ**—હે ભગવાન્ ! હવે કૃપા કરીને એટલું કહો કે આત્મજ્ઞાનીનું ચિન્હ શું છે અને મૂર્ખનું ચિન્હ શું છે ?

उत्तर—**देवश्च सेव्योस्त्यहमेव तस्यास्मि सेवकः को निरपेक्षबुध्या ।**
**मूर्खो ह्यबोधादिति मन्यमानो निवृत्तिमार्गाद्भवतीह दूरः ॥१४७॥**

**यावत्प्रमोहो हृदि मेऽस्ति तावद्भक्तोऽस्मि देवस्य विमोहनाशात् ।**
**देवः स्वयं चास्मि यथार्थदृष्ट्येति मन्यमानो भवति प्रपूज्यः ॥१४८॥**

**અર્થ**—જે પુરૂષ આત્માના સ્વરૂપને જાણતો નથી તે પુરૂષ અજ્ઞાનતાને લીધે એમજ સમજે છે કે ભગવાન્ અરહંત દેવ મારા દેવ છે અને હું તેમનો સેવક છું. એમ માનીને તે પુરૂષ નિવૃત્તિમાર્ગથી બહુજ દૂર જતો જાય છે. પરંતુ જે પુરૂષ આત્માનું યથાર્થ સ્વરૂપ જાણે છે તે એમ સમજે છે કે જ્યાંસુધી મારા હૃદયમાં મોહ ઘસેલો છે ત્યાંસુધી અરહંતદેવ મારા દેવ છે અને હું તેમનો સેવક છું. જ્યારે મારા હૃદયમાંથી મોહ સર્વથા નાશ થઈ જશે ત્યારે હું યથાર્થ રીતે પોતેજ દેવ બનીશ. આમ માનનાર પુરૂષ સંસારભરમાં પૂજ્ય બની જાય છે—પૂજ્ય મનાય છે.

**ભાવાર્થ**—જ્યારે આ જીવનું મોહનીયકર્મ સર્વથા નાશ થઈ જાય છે તેની અંતર્મુહૂર્તમાંજ જ્ઞાનાવરણ, દર્શનાવરણ અને અંતરાયકર્મ પણ નાશ પામે છે. આમ ચારે પ્રકારના કર્મનો નાશ થવાથી અરહંત અવસ્થા પ્રાપ્ત થાય છે. આ જ અરહંત અવસ્થાને દેવ કહેવામાં આવે છે. ભગવાન્ અરહંત દેવ સદા પૂજ્ય છે અને પૂજક તેમની પૂજા કરે છે. પરંતુ પૂજા કરવાવાળા પુરૂષમાં મોહનીયકર્મ હોવાન હોય છે. ભગવાન્ અરહંતદેવે મોહનીય કર્મનો સર્વથા નાશ કર્યો છે. તેથી મોહનીય કર્મનો નાશ કરવા માટેજ શ્રાવક લોકો ભગવાન્ અરહંતદેવની પૂજા કરે છે. અથવા મુનિજનો તેમનું ધ્યાન ધરે છે. મોહનીયકર્મ જડ છે અને તેના ઉદયમાં હોવાથી આત્માપર આવરણ પડેલું છે. જ્યાંસુધી આત્માપરથી મોહનીયકર્મરૂપી આવરણ દૂર થાય નહિ ત્યાંસુધી આત્માનું સ્વરૂપ પ્રગટ થાય પણ નહિ. અને આત્માના સ્વરૂપનું પ્રગટ થવું તેજ દેવપણું અને પૂજ્યપણું છે. તેથી આત્માનું સ્વરૂપ જાણવાવાળો પુરૂષ સમજે છે કે જ્યાંસુધી મારા હૃદયમાં મોહનીયકર્મની સત્તા છે ત્યાંસુધી હું ભગવાન્ અરહંતદેવની પૂજા કરૂં છું જ્યારે મારૂં મોહનીયકર્મ નાશ પામશે ત્યારે હું પણ દેવ થઈશ, પછી મારા આત્મામાં પૂજ્યપૂજક ભાવ બિલકુલ રહેશે નહિ. તેવા પુરૂષનું સમજવું યોગ્ય છે.

પરંતુ જે પુરૂષ હમેશા પૂજ્યપૂજક ભાવજ માન્યા કરશે તે પોતાના આત્માને કદીપણ પૂજ્ય બનાવી શકશે નહિ અને તે હમેશા સંસારમાં જ પરિભ્રમણ કર્યા કરશે. આવું થાય તેમાં તેની અજ્ઞાનતાજ મુખ્ય કારણભૂત છે. તેથી અજ્ઞાનનો

ત્યાગ કરી આત્મજ્ઞાન પ્રગટ કરવું જોઈએ. જેથી આત્માનું કલ્યાણ જલ્દી થઈ શકે.

**જ્ઞાની તથા અજ્ઞાની પુરૂષ વિષયોથી વિરક્ત થઇને શું શું કરે છે તે કહેવામાં આવે છે—**

પ્રશ્ન—**विरक्तो विषयाद्भूत्वा ज्ञानी मूर्खः करोति किम् ?**

હે સ્વામિન્! વિષયોથી વિરક્ત થઈને જ્ઞાની, અજ્ઞાની શું શું કરે છે?

ઉત્તર—**स्वतत्त्वशून्यो विषयाद्विरक्तो भूत्वा न चानन्दरसे सुरक्तः ।**
**यः केवलं रूढिवशात्करोति तपो जपं ध्यानविधिर्विधानम् ॥१४९॥**
**स्वतत्त्ववेदी विषयाद्विरक्तो भूत्वा हि चानन्दरसे सुरक्तः ।**
**यः केवलं मोक्षपुरीं प्रयातुं गतस्पृहो ध्यानतपः करोति ॥१५०॥**

**અર્થ**—જે પુરૂષ પોતાના આત્માનું સ્વરૂપ જાણતો નથી તે પુરૂષ વિષયોથી વિરક્ત હોવા છતાંપણ આત્મજન્ય અતીન્દ્રિય સુખમાં લીન થતો નથી. એવા પુરૂષ જે કંઈ તપ, ધ્યાન, વ્રત, જપ વગેરે કરે છે તે માત્ર રૂઢી સમજીનેજ કરે છે. પરંતુ જે પુરૂષ પોતાના આત્માનું સ્વરૂપ જાણે છે તે વિષયોથી વિરક્ત થઈને આત્મિક અતીન્દ્રિય સુખમાં લીન થઈ જાય છે. અને તે પુરૂષ ફક્ત મોક્ષની પ્રાપ્તિ માટે બીજી કોઈપણ ઈચ્છા વિના ધ્યાનરૂપી મહાતપશ્ચરણ કરે છે.

**ભાવાર્થ**—વિષયોથી વિરક્ત થવું એટલે આત્મામાં લીન થવું. કેમકે વિષયોનું સેવન કરવાથી આ આત્મા સંસારમાં પરિભ્રમણ કરે છે અને નરકનિગોદાદિકનાં દુઃખ ભોગવે છે. તેવાં દુઃખ ભોગવવાં ન પડે અને આત્મા હમેશા સુખી આનંદમય રહે તે માટે તે વિષયોનો ત્યાગ કરે છે. પરંતુ જે જીવને આત્માના સ્વરૂપનું ભાન નથી તે જીવ વિષયોનો ત્યાગ કરવા છતાંપણ પોતાના આત્માને સુખી બનાવી શકતો નથી. એનું કારણ પણ એટલુંજ છે કે આ આત્મા પરપદાર્થોના નિમિત્તથીજ હમેશા દુઃખી થાય છે. જ્યાંસુધી આ આત્મા પરપદાર્થોથી પર થઇ સ્વ સ્વભાવમાંજ લીન થતો નથી ત્યાંસુધી કદીપણ સુખી થઈ શકતો નથી. તે આત્માનું સ્વરૂપ જાણવાવાળો જે પુરૂષ આત્મામાં લીન થઇ જે ધ્યાન તથા તપશ્ચરણ

કરે છે તેના વડે કર્મોનો નાશ કરી મોક્ષ પ્રાપ્ત કરે છે. પરંતુ જે આત્માનુ સ્વરૂપ જાણતો નથી, તે નથી આત્મામાં લીન થઈ શકતો કે નથી મોક્ષ પ્રાપ્ત કરી શકતો. તેવો પુરૂષ બંને વસ્તુ મેળવવા અસમર્થ નીવડે છે, અને વિષયોનો ત્યાગ કરેલ હોવા છતાંપણ તેવા પુરૂષનાં વ્રત, તપ, ધ્યાન વગેરે વ્યર્થ ગણાય છે. તેથી દરેક ભવ્યજીવોએ પોતાના આત્માનું સ્વરૂપ સમજવા પ્રયત્ન કરવો જોઈએ. અને તેજ આત્મકલ્યાણનો પ્રથમ માર્ગ છે.



**હવે તપશ્ચરણ કરવા છતાંપણ જ્ઞાની અને અજ્ઞાનીમાંથી કોણ મોક્ષ પ્રાપ્ત કરે છે તે કહેવામાં આવે છે—**

પ્રશ્ન—**कुर्वन् ज्ञानी तपोमूर्खो मोक्षस्थानं प्रयाति कः ?**

હે સ્વામિન્ ! જ્ઞાની અને અજ્ઞાની તપશ્ચરણ કરે છતાં મોક્ષ કોને પ્રાપ્ત થાય તે કૃપા કરીને કહો.

ઉત્તર—**देहादिभिन्नं स्वसुखाश्रितं चात्मानं चिदानंदमयं न वेत्ति ।**
**व्रतोपवासं स करोति मूर्खस्तथापि मोक्षं न कदापि याति ॥१५१॥**
**देहादिभिन्नं निजभावलीनं यो वेत्ति चात्मानमपि स्वराज्यम् ।**
**कुर्वंस्तपः स्वल्पतरं तथापि स्वस्मिन् वसन्तं च प्रयाति मोक्षम् ॥१५२॥**

**અર્થ**—આ ચિદાનંદમય આત્મા શરીરથી સર્વથા ભિન્ન છે અને પોતાના આત્મજન્ય સુખને આશ્રિત છે. આવા પ્રકારનું આત્માનું સ્વરૂપ જે જાણતો નથી તે અનેક વ્રત, ઉપવાસ ધ્યાન કરવા છતાંપણ કદી મોક્ષ પ્રાપ્ત કરી શકતો નથી પરંતુ જે જીવ શરીરથી ભિન્ન અને શુદ્ધ ભાવોમાં લીન થવાવાળું આત્માનું શુદ્ધ સ્વરૂપ જાણે છે તે જીવ થોડુંક તપશ્ચરણ કરવા છતાંપણ પોતાના આત્મામાંજ રહેવાવાળું મોક્ષસ્થાન પ્રાપ્ત કરી લે છે.



**ભાવાર્થ**—જ્યાંસુધી આ જીવને આત્માના યથાર્થ સ્વરૂપનું ભાન થાય નહિ ત્યાંસુધી વ્રત, ઉપવાસ વગેરે ક્રિયાઓ કરવી વ્યર્થ–ફોગટ છે. આનું મુખ્ય કારણ તો એટલુંજ છે કે જે પુરૂષ આત્માનું યથાર્થ સ્વરૂપ સમજે છે તે શરીર અને

ઇન્દ્રિયોને તે શુદ્ધ બુદ્ધ આત્માથી સર્વથા ભિન્ન સમજે છે. અને ઇન્દ્રિય અને શરીરને આત્માથી ભિન્ન સમજીને વ્રત, ઉપવાસ દ્વારા તે ઇન્દ્રિયોનો નિગ્રહ કરે છે, ઇન્દ્રિયોદ્વારા થતાં પાપો અટકાવે છે, શરીર ઉપરથી મમત્વ ભાવ છોડી દઇને ઘોર તપશ્ચરણ કરે છે. અને આત્મામા લીન થવાનો પ્રયત્ન કરે છે. આમ સમસ્ત કર્મોનો નાશ કરીને મોક્ષ પ્રાપ્ત કરે છે. પરંતુ જે જીવને આત્માના યથાર્થ સ્વરૂપનુ ભાન નથી તે જીવ શરીર અને ઇન્દ્રિયોને આત્માથી ભિન્ન કદીપણુ માની શકતો નથી. તથા ઇન્દ્રિયાદિકને ભિન્ન સમજ્યા સિવાય ઇન્દ્રિયાદિકનો નિગ્રહ કરી શકતો નથી, ઇન્દ્રિયાદિકથી ઉત્પન્ન થવાવાળાં પાપોનો પણુ ત્યાગ કરી શકતો નથી જેથી આત્મામાં લીન થઇ શકતો નથી. તેથી તેવા જીવો મોક્ષપ્રાપ્ત કરી શકતા નથી. તેથી પ્રત્યેક ભવ્યજીવે આત્માનું સ્વરૂપ સમજીને ઇન્દ્રિયોનો નિગ્રહ કરવો જોઇએ અને આત્મામાં લીન થઇ મોક્ષ પ્રાપ્ત કરવું જોઇએ.

**હવે જ્ઞાની અને અજ્ઞાનીને તપશ્ચરણનું શું ફળ મળે છે તે કહેવામાં આવે છે—**

प्रश्न—**तपसा पीडितो मूर्खो ज्ञानी किं याति तत्फलम् ?**

હે સ્વામિન્ ! તપથી પીડિત જ્ઞાની અને અજ્ઞાનીને શું ફળ મળે છે તે કૃપા કરીને કહો.

उत्तर—**स्वतत्त्वशून्यः परिपीडितोऽपि क्रियाकलापैर्विविधैर्विधानैः ।**
**तथापि सत्यार्थफलेन हीनो भवत्यवश्यं हृदि खेदखिन्नम् ॥१५३॥**
**यस्तत्त्ववेदी परिपीडितोऽपि व्रतोपवासैर्विषमैस्तपोभि-**
**स्तथापि साम्राज्यपदं पवित्रं प्राप्नोति खेदेन विना स योगी ॥१५४॥**

**અર્થ**—જે પુરૂષ આત્મતત્વને જાણુતો નથી તે અનેક પ્રકારની ક્રિયાઓથી—વ્રત, ઉપવાસ વગેરેથી અત્યંત પીડાય છે છતાં તેને તે ક્રિયાઓ તેમજ ઘોર તપશ્ચરણુ આદિ વિધાનોનું યથાર્થ ફળ મળતું નથી તેથી તે અત્યંત દુઃખીત બને છે, શોકાતુર રહે છે. પરંતુ જે પુરૂષ આત્માનું યથાર્થ સ્વરૂપ સમજે છે તે પુરૂષ વ્રત ઉપવાસ તેમજ તપશ્ચરણથી પીડાય છે છતાંપણુ શુદ્ધ આત્માનું ધ્યાન ધરવાવાળો તે યોગી કોઇપણુ પ્રકારના ખેદ સિવાય અત્યંત પવિત્ર એવું આત્માનું સામ્રાજ્ય મોક્ષ પ્રાપ્ત કરે છે.

**ભાવાર્થ**—આ આત્મા અનાદિકાળથી કર્મોને વશીભૂત થએલ છે અને તેમના ઉદયથી આત્મા પોતાના સ્વરૂપને ભૂલી જાય છે વાસ્તવિક રીતે જોતાં માલુમ પડે છે કે કર્મ જડ છે અને આત્મા ચૈતન્યમય છે. ચૈતન્યમય આત્માએ પોતાનું સ્વરૂપ ભૂલવું નહિ જોઈએ. પરંતુ મોહનીય કર્મનો ઉદય આ આત્માને મોહિત બનાવે છે જેથી આત્મા મોહવશાત્ શરીરાદિક પરપદાર્થોને પોતાના સમજે છે અને આત્માના યથાર્થ સ્વરૂપ ભૂલી જાય છે. એવી અવસ્થામાં જે જે તપશ્ચરણ કરવામાં આવે છે તે શરીરાદિકના પાલન પોષણાર્થેજ કરવામાં આવે છે, નહિ કે આત્મકલ્યાણાર્થે. કેમકે આત્માના સ્વરૂપને તો તે સમજતો નથી તો પછી તેનું કલ્યાણ તે કેવીરીતે કરી શકે ! આથી એટલી બાબત તો સહેજે સાબીત થાય છે કે આત્માનું સ્વરૂપ જાણનારોજ આત્માનું કલ્યાણ કરી શકે કેમકે તે પોતાનું સ્વરૂપ સમજે છે. તેથી તે પરપદાર્થોને પોતાના માની શકતો નથી જેથી તે પરપદાર્થોનો ત્યાગ કરી પોતાના આત્મામાંજ રહેવાનો પ્રયત્ન કરે છે. તેથી તેનું તપશ્ચરણ આદિ સફળ થાય છે અને તેને મોક્ષ પ્રાપ્ત થાય છે.

**હવે રાગદ્વેષને વશીભૂત કયો પુરૂષ થાય છે અને કયો પુરૂષ નથી થતો તે કહેવામાં આવે છે—**

प्रश्न—**रागद्वेषवशं याति को वा याति न भो वद ?**

હે ભગવન્ ! હવે એટલું કૃપા કરીને કહો કે કયો પુરૂષ રાગદ્વેષને વશીભૂત થાય છે અને કયો નહિ ?

उत्तर—**रागं प्रकुर्वन् खलु मूर्खजीवः पुनश्च तस्यैव भवप्रदस्य ।**

**वशं प्रयात्येव गतेरभावात् चौरो यथा भूपवशं सदोषात् ॥१५५॥**

**यस्तत्त्ववेदी परभावभिन्नः द्वेषस्य रागस्य वशं न याति ।**

**यथैव सर्पस्य भयंकरस्य वशं न यात्येव सुमंत्रवेदी ॥१५६॥**



**અર્થ**—જેવીરીતે ચોરી કરવાવાળો ચોર ચોરી કરવારૂપ દોષથી રાજાને વશ થઈ જાય છે, તેવીજરીતે આત્માના

સ્વરૂપને નહિ જાણનારો અજ્ઞાની પુરુષ ઇષ્ટ, અનિષ્ટ પદાર્થોમાં રાગદ્વેષ કરે છે, તેથી કર્મબંધ કરી સંસારમાં પરિભ્રમણ કરે છે અને આવીરીતે સંસારમાં પરિભ્રમણ કરાવનારા તે રાગદ્વેષને ફરીથી વશીભૂત થઇ જાય છે. તે સિવાય તેની બીજી કોઇપણ ગતિ થતી નથી. પરંતુ જે પુરુષ પોતાના આત્માનું સ્વરૂપ જાણે છે તે ઇષ્ટ, અનિષ્ટ વગેરે સમસ્ત પરપદાર્થોથી પોતાના આત્માને ભિન્ન સમજે છે અને તેથીજ જેવીરીતે મંત્રશાસ્ત્ર જાણનારો પુરુષ કોઈ ભયંકર સર્પને પણ વશ થતો નથી, તેવીરીતે પરપદાર્થોથી પોતાના આત્માને સર્વથા ભિન્ન માનનારો પુરુષ રાગદ્વેષને વશીભૂત કદીપણ થતો નથી.

**ભાવાર્થ**—પરપદાર્થોમાં મમત્વ-ભાવ આવવાથી ઇષ્ટ, અનિષ્ટની કલ્પના થાય છે. જે પુરુષ ઇષ્ટ, અનિષ્ટની કલ્પના કરે છે તેજ પુરુષ ઇષ્ટ પદાર્થોમાં રાગ કરે છે અને અનિષ્ટ પદાર્થોમાં દ્વેષ કરે છે. આવીરીતે ઇષ્ટ, અનિષ્ટ પદાર્થ પર રાગદ્વેષ કરવાથી મોહનીય કર્મનો બંધ થાય છે. જ્યારે મોહનીય કર્મ ઉદયમાં હોય છે ત્યારે તે જીવ મોહિત થઇને આત્માના યથાર્થ સ્વરૂપને ભૂલી જાય છે, અને ઇષ્ટ, અનિષ્ટ પરપદાર્થો ઉપર રાગદ્વેષ કરવા માંડે છે. આમ રાગદ્વેષની પરંપરા હમેશા ચાલી રહે છે. રાગદ્વેષથી મોહનીય કર્મનો ઉદય થાય છે અને મોહનીય કર્મના ઉદયથી પાછો રાગદ્વેષ થાય છે. તે સિવાય તેની બીજી ગતિ હોઈ શકતી નથી. પરંતુ જે પુરુષ આત્માનું યથાર્થ સ્વરૂપ જ્યારે સમજે છે, ત્યારે તે પરપદાર્થોને આત્માથી પર માને છે અને પોતાના ચૈતન્યમય શુદ્ધ આત્માને તે સર્વથા પર સમજે છે. આવી અવસ્થામાં તે કોઇ પદાર્થમાં ઇષ્ટ, અનિષ્ટપણાની ભાવના-કલ્પના કરતો નથી અને તેથીજ તે પદાર્થોમાં રાગદ્વેષ કરતો નથી. તે તો માત્ર આત્મસ્વરૂપમાંજ લીન થવાનો પ્રયત્ન કરે છે અને તેજ મોક્ષનો સરલ ઉપાય છે. જેવીરીતે ચોર પરપદાર્થને ગ્રહણ કરવાથી દંડને પાત્ર થાય છે અને પોતાના પદાર્થને ગ્રહણ કરવાથી દંડને પાત્ર થતો નથી, તેવીરીતે આ આત્મા પણ જ્યારે શરીરાદિક પરપદાર્થોને પોતાના માની તેમાં મોહિત થાય છે ત્યારે તે ચોરની માફક કર્મોના બંધનમાં ફસાય છે અને સંસારમાં પરિભ્રમણ કરવા સમાન દંડને પાત્ર થાય છે. તેથી પરપદાર્થોમાં લીન ન થતાં પોતાના આત્મામાંજ લીન રહેવું તે પ્રત્યેક ભવ્યજીવની ફરજ છે. તેજ આત્મકલ્યાણનું સાધન છે. ॥ ૯૫ ॥

**હવે તે જીવ મોહના ઉદયથી શું કરે છે અને મોહનો નાશ થવાથી શું કરે છે તે કહેવામાં આવે છે—**

**मोहोदयाद्धारयति प्रमूढो विक्षिप्तचित्तं कपिवद्विलोलम् ।**
**योग्यं ह्यतश्चैकमपि स्वकृत्यं करोति नानन्दपदे निवासम् ॥१५७॥**
**मोहक्षयाद्धारयति प्रवीणो विक्षिप्तमुक्तं हृदयं पवित्रम् ।**
**कर्तुं सुयोग्यं ह्यतएव कार्यं करोत्यवश्यं सुखशांतिदं च ॥१५८॥**

**અર્થ**—મોહનીય કર્મના તીવ્ર ઉદયથી આ આત્માના સ્વરૂપને ન જાણવાવાળો અજ્ઞાની જીવ પોતાના હૃદયને વિક્ષિપ્ત સમાન બનાવે છે અને વાંદરાની માફક અત્યંત ચંચળ બનાવે છે. તેથી તે પોતાનું આત્મકલ્યાણ કરવાનું એક પણ કાર્ય કરતો નથી, અને પોતાના ચિદાનંદમય આત્મામાં કદીપણ નિવાસ કરતો નથી. પરંતુ જ્યારે આ જીવનું મોહનીયકર્મ ઉપશાંત થઇ જાય છે અથવા નષ્ટ થઇ જાય છે, તે વખતે તે આત્માનું સ્વરૂપ જાણવાવાળો ચતુર પુરૂષ પોતાના હૃદયને પવિત્ર અને નિશ્ચલ બનાવી દે છે. અને તેથી મોક્ષરૂપ અત્યંત સુયોગ્ય કાર્ય કરવા માટે તે સુખ અને શાંતિ આપવાવાળાં કાર્ય અવશ્ય કરે છે.

**ભાવાર્થ**—આ સંસારમાં મોહનીયકર્મ સૌથી બળવાન છે. આ મોહનીય કર્મના ઉદયથી આત્મા મોહિત થઈ જાય છે તથા પોતાનું સ્વરૂપ ભૂલી જઈને પરપદાર્થોમાં લીન થઈ જાય છે. પરપદાર્થોમાં લીન થવાથી તે ઇષ્ટ, અનિષ્ટની કલ્પના કરે છે. તેમાંજ રાગદ્વેષ કરે છે, તેથી રાગદ્વેષની તીવ્રતાથી ચિત્ત વિક્ષિપ્ત થઇ જાય છે, હમેશા ચંચળ રહે છે અને આવીરીતે તે હમેશા અશુભ કર્મોનો બંધ કરે છે. આવીરીતે તે આત્મા પોતાના આત્માને એવો ભૂલી જાય છે કે પછી તેના કલ્યાણાર્થે એક પણ કાર્ય કરતો નથી. અને તે આત્માનું સ્વરૂપ જાણવા માટે તથા તેમાં લીન થવા માટે પ્રયત્ન પણ કરતો નથી. પરંતુ જ્યાર આ જીવનું મોહનીયકર્મ કંઇ મંદ થઇ જાય છે, અને જ્યારે આત્માના સ્વરૂપનું કંઇક જ્ઞાન થવા માંડે છે તે વખતે જો પ્રયત્નપૂર્વક મોહનીયકર્મને નાશ કરવામાં આવે તો પછી તેનો આત્મા પોતાના આત્માના સ્વરૂપને આપોઆપ

સમજવા માંડે છે, તથા તેનું જ્ઞાન થયા પછી તેના કલ્યાણાર્થે પ્રયત્ન કરે છે અને શાશ્વત રહેવાવાળી સુખ શાંતિ પ્રાપ્ત કરે છે. જેવીરીતે અત્યંત વેગવાળી નદીના વહેણમાં કોઇ મનુષ્ય પડી જાય અને તે તરતાં જાણતો હોય, છતાંપણ જ્યાંસુધી તે નદીનો વેગ અત્યંત ઝડપી હોય ત્યાંસુધી તે તેમાંજ વહ્યો જાય છે. પરંતુ જ્યારે કોઇ સમતલ ભૂમિમાં નદીનો વેગ મંદ પડી જાય, ત્યારે તે પુરૂષ પ્રયત્નપૂર્વક બહાર નીકલી શકે છે. તે સિવાય તો નહિજ. તેથી પ્રત્યેક ભવ્યજીવે મોહ દૂર કરવો જોઇએ. તેજ આત્મકલ્યાણનો માર્ગ છે.

**હવે સુસંસ્કાર અને કુસંસ્કારથી આ મનુષ્ય શું શું કાર્ય કરે છે તે કહેવામાં આવે છે—**

प्रश्न—**कुसंस्कारात्सुसंस्कारात् कार्यं किं किं करोति ना ?**

હે ભગવન્ ! સુસંસ્કાર અને કુસંસ્કારથી આ જીવ શું શું કરે છે તે કૃપા કરીને કહો.

उत्तर—**मूर्खः कुसंस्कारवशप्रकीर्णः सन्नेव कार्यं च करोति निंद्यम् ।**
**यथा कुसंगाद्व्यसनी करोति पापं सहस्रं सततं व्यथादम् ॥१५९॥**
**ज्ञानी सुसंस्कारशतप्रयुक्तः सन्नेव सर्वत्र करोति शांतिम् ।**
**स्वाचारमार्गं प्रकटीकरोति भस्मीकरोत्येव जवात्कुरीतिम् ॥१६०॥**

**અર્થ**—જેવીરીતે સાતે વ્યસનોનું અથવા સાતમાંથી કોઇપણ એકનું સેવન કરવાવાળો પુરૂષ પોતાની કુસંગતને લીધે અનેક પ્રકારના દુઃખો ભોગવે છે અને અનેક પ્રકારના દુઃખ આપવાવાળાં પાપો કરે જાય છે, તેવીરીતે આત્માનું સ્વરૂપ ન જાણુવાવાળો અજ્ઞાની પુરૂષ પોતાના કુસંસ્કારના નિમિત્તને લીધે સદા નિંદનીય કાર્ય કરે છે. પરંતુ આત્માના સ્વરૂપને જાણુવાવાળો જ્ઞાની પુરૂષ પોતાના સેંકડો સુસંસ્કારને લીધે હમેશા સર્વત્ર શાંતિ સ્થાપે છે, શ્રેષ્ઠ સદાચાર માર્ગ પ્રગટ કરે છે અને સર્વ કુરીતોને જલદી નાશ કરી નાખે છે.

**ભાવાર્થ**—જેવીરીતે યોગ્ય અને શ્રેષ્ઠ સંસ્કારોથી હીરાની કિંમત વધી જાય છે અને અયોગ્ય સંસ્કારથી તેની કિંમત ઘટી જાય છે તેવીજરીતે આત્માનું સ્વરૂપ ન જાણુવાવાળો પુરૂષ પોતાના કુસંસ્કારોથીજ નિંદનીય કાર્ય કર્યાજ કરે છે, તથા તે

નિંદનીય કાર્યોથી અનેક પ્રકારના પાપ ઉત્પન્ન કરે છે. આ જીવ જ્યારે મોહનીય કર્મના ઉદયથી મોહિત થઈ જાય છે, અને આત્માના સ્વરૂપને ભૂલીને પરપદાર્થોને પોતાના માની અપનાવે છે ત્યારેજ તે જીવ તે પદાર્થોમાં ઇષ્ટ, અનિષ્ટ કલ્પના કરી પોતાના સંસ્કાર બગાડે છે. જો આ જીવ પોતાના આત્માનું સ્વરૂપ જાણી લે તો કોઈપણ પ્રકારે તેના સંસ્કાર બગડી શકતા નથી. કેમકે પોતાના આત્માનું સ્વરૂપ જાણીને તો તે પોતાના આત્મકલ્યાણમાં લાગી જાય છે. પરપદાર્થોને હેય સમજીને તેમનાથી પોતાના આત્માનો સંબંધજ થવા દેતો નથી, તો પછી તેના સંસ્કાર ક્યાંથી બગડી શકે! તેથી ભવ્યજીવોએ પર-પદાર્થોમાં ઉત્પન્ન થવાવાળા મોહનો નાશ કરીને પોતાના આત્માને કુસંસ્કારોમાંથી બચાવવો જોઇએ, અને પોતાના આત્મ સ્વરૂપમાં લીન થઈ આત્માને તપશ્ચરણ તેમજ ધ્યાનરૂપી કસોટીપર કસવો જોઇએ, કે જેથી તેને રત્નત્રય ગુણ પૂર્ણરીતે પ્રગટ થાય, અને આ આત્માને મોક્ષસુખની પ્રાપ્તિ થાય. એજ તેના કલ્યાણનો માર્ગ છે. તેનાથી સમસ્ત કુરીતી નાશ પામે છે, સદાચારનો માર્ગ પ્રગટ થાય છે અને અનંતકાલસુધી રહેવાવાળી અનંત શાંતિ અને અનંત સુખ ઉત્પન્ન થાય છે.

**હવે કોનું હૃદય સંતપ્ત રહે છે તે કહેવામાં આવે છે—**

प्रश्न – **तप्यते कस्य चित्तं न तप्यते कस्य मे वद ?**

હે સ્વામિન્! કોનું હૃદય સંતપ્ત રહે છે તે કૃપા કરીને કહો.

उत्त — **मानापमानस्य भवप्रदस्य यस्यास्ति चित्ते सततं विचारः ।**
**तस्यैव मूढस्य मनश्च वह्नौ लोहादिवत्तप्यत एव नित्यम् ॥१६१॥**
**मानापमानस्य खलाश्रितस्य स्वप्नेपि न स्यात् हृदि यस्य वासः**
**सहस्रकार्ये सुखदे कृतेपि न तप्यते चित्तचकोरपक्षी ॥१६२॥**



**અર્થ**—માન અપમાનનો વિચાર તો દુષ્ટ મનુષ્યોના હૃદયમાંજ થાય છે અને સંસારના મહાદુઃખો ઉત્પન્ન કરે છે. આવો આ માન અપમાનનો વિચાર જે અજ્ઞાની માણસના હૃદયમાં હમેશા થયા કરે છે તેનું હૃદય જેમ અગ્નિની ભઠ્ઠીમાં

લોહું બળે છે—તપે છે તેમ બળ્યા કરે છે. પરંતુ જે પુરૂષ આત્માનું સ્વરૂપ સમજે છે, તે પુરૂષ પોતાના હૃદયમાં સ્વપ્ને પણ માન અપમાનનો વિચાર કરતો નથી, અને તેથીજ તેનું હૃદયરૂપી ચકોરપક્ષી સુખ આપવાવાળા હજારો કાર્યો કરવા છતાં વિહ્વળ બનતું નથી.

**ભાવાર્થ**—હૃદયને સંતાપ-દુઃખ થવાનું કારણ તો માત્ર માન અપમાનજ છે. આજદિન સુધી આ જીવ અનેક વાર એકેન્દ્રિય થયો, અનેક વાર નાના નાના કીડામાં ઉત્પન્ન થયો, અનેક વાર પશુ થયો, અનેક વાર પક્ષી થયો, અનેક વાર જલચર થયો, અનેક વાર નરકમાં પણ ગયો, અને અનેક વાર દીન દુઃખી થવાથી અનેક વાર ભીખ માંગીને પેટ ભરવાવાળો થયો. આવી અવસ્થામાં માન અપમાનનો વિચાર કરવો સર્વથા વ્યર્થ છે. અભિમાન ઉચ્ચ અવસ્થામાંજ થયું છે અને આ જીવની સૌથી ઉચ્ચ અવસ્થા તો સિદ્ધ અવસ્થા છે. જે આ જીવને પોતાના અભિમાનનો વિચાર હોય તો આ સંસારરૂપ અપમાન થવાવાળા સ્થાનને છોડી દઈ સિદ્ધાવસ્થા પ્રાપ્ત કરી લેવેથી કદી પણ અપમાન થઇ શકેજ નહિ અથવા રાગદ્વેષ નષ્ટ થઇ જવાથી કદીપણ માન અપમાનનો વિચાર સરખો પણ આવે નહિ. કોઈ કોઇ તીવ્ર અજ્ઞાની અથવા તીવ્ર મિથ્યાદૃષ્ટિ સિદ્ધોનો પણ તિરસ્કાર કરે છે. એમ કોઇ કહે તો તેનું સમાધાન એમ છે કે જેવીરીતે ચકોરપક્ષી અગ્નિને ખાઈ જાય છે તોપણ તેનું મુખ બળતું નથી, તેવીજરીતે ભગવાન્ સિદ્ધ પરમેષ્ટી સર્વોત્તમ છે. તેથી જે અજ્ઞાની પુરૂષ તેમનો તિરસ્કાર કરે છે તે પોતાનાજ આત્માને અનંત પાપરૂપી સમુદ્રમાં ફેંકે છે અને પોતાનોજ તિરસ્કાર કરે છે, એમ માનવું જોઈએ. કેમકે વાસ્તવિક રીતે તો આત્મા ચિદાનંદમય છે. મોહની કર્મને લીધે તેની દુર્ગતિ થઈ છે. અને તેથીજ તેને સ્થળે સ્થળે અનેક પ્રકારના અપમાન સહન કરવા પડે છે. અને પોતાના હૃદયને બાળે છે—ખેદખિન્ન બનાવવું પડે છે. તેથી એમાંથી બચવાનો ઉપાય માત્ર એકજ છે. અને તે એજ કે મોહનીયકર્મનો નાશ કરી પોતાના આત્માનું સ્વરૂપ જાણવું અને તેમાંજ લીન રહેવું. જે પુરૂષ પોતાના આત્માનું સ્વરૂપ જાણી લીધા પછી તેમાંજ લીન રહે છે તે પુરૂષ પછી જેટલાં જેટલાં કાર્યો કરે છે તે સર્વ સુખ આપવાવાળાંજ હોય છે. તથા પરપદાર્થોને સંબંધ છોડી દેવાને લીધે તે અનેક સુખ આપવાવાળાં કાર્યો કરે છે, છતાંપણ તેમાં મમત્વભાવ રાખતો નથી, આત્માની સ્વાભાવિક પ્રવૃત્તિરૂપજ માને છે. તેથી તેના હૃદયમાં નથી તેનો વિચાર થતો કે નથી તેનું હૃદય ખેદ પામતું.

**હવે પોતાના દોષ કોણ જાણે છે અને કોણ નહિ તે કહેવામાં આવે છે—**

प्रश्न—**स्वदोषं दुःखदं निंद्यं वेत्ति को वा न च प्रभो ?**

હે સ્વામિન્ ! હવે એટલું કહો કે અત્યંત નિંદનીય અને દુઃખ આપવાવાળા પોતાના દોષ કોણ જાણે છે અને કોણ નહિ?

उत्तर—**अज्ञानतः क्रूरतरं कुपापं कृत्वा स्वयं वेत्त्यपि न स्वदोषम् ।**

**तन्नाशहेतोरतएव मूर्खोऽज्ञानं न मुक्त्वा यतते हितार्थम् ॥१६३॥**

**अज्ञानतो घोरतरं कुपापं स्वयं मयैवेह कृतं खलेन ।**

**यस्तत्त्ववेदीति च मन्यमानस्तन्नाशहेतोर्यतते हितार्थम् ॥१६४**

**અર્થ**—આત્માનું સ્વરૂપ ન જાણવાવાળો પુરૂષ સ્વ અજ્ઞાનવશાત્ અત્યંત ઘોર પાપ કરે છે અને પોતે તે દોષોને જાણી શકતો નથી. આથી તે અજ્ઞાની પુરૂષ પોતાના અજ્ઞાનનો નાશ કરવા માટે પ્રયત્ન કરતો નથી જેથી તે આત્મકલ્યાણ માટે પણ પ્રયત્ન કરી શકતો નથી. પરંતુ જે પુરૂષ આત્મ સ્વરૂપ જાણવાવાળો છે તે પુરૂષ એમ માને છે કે મેં દુષ્ટ પાપી એજ આ ઘોર પાપ કર્યાં છે. તેથી તે જ્ઞાની પુરૂષ અજ્ઞાનને દૂર કરવા માટે તથા આત્માનું કલ્યાણ કરવા માટે હમેશા પ્રયત્ન કરે છે.

**ભાવાર્થ**—આ આત્મા મોહનીય કર્મના ઉદયથી એટલો બધો મોહિત થઈ જાય છે કે ઘોરાતિઘોર પાપ કરવા છતાંપણ તે મહાદોષને પોતે જાણી શકતો નથી, અને આવીરીતે હમેશા અજ્ઞાની અથવા આત્મહિતથી વિમુખ રહે છે. પરંતુ મોહનીય કર્મનો બંધ ઉદય હોવા છતાંપણ જ્યારે આ આત્મા પોતાના આત્માનું સ્વરૂપ જાણી લે—ઓળખી લે અને પોતાના આત્મામાં સ્વપરભેદ વિજ્ઞાન ઉત્પન્ન કરી લે તો તેને પોતાના આત્માના સ્વરૂપની સાથેસાથે પરપદાર્થોના સ્વરૂપનુ પણ ભાન થાય છે. તેજ વખતે તે આત્મા કર્મ અને શરીરને આત્માથી તદ્દન ભિન્ન અને આત્માને દુઃખ દેવાવાળાં સમજે છે, અને તેથી તે પરપદાર્થોને પોતાના આત્માર્થી ભિન્ન કરવાનો તથા પોતાના આત્માથી હમેશાને માટે તેમનો સંબંધ દૂર

કરવાનો પ્રયત્ન કરે છે, અને પોતાના આત્મામાં લીન થવાનો પ્રયત્ન કરે છે. આવીરીતે તે અનુક્રમે સમસ્ત કર્મોનો તથ રાગદ્વેષાદિ વિકારોને તથા શરીરનો સર્વથા નાશ કરી ચિદાનંદમય મોક્ષ પ્રાપ્ત કરે છે. એજ આત્માનું શાશ્વત રહેવાવાળું પરમ કલ્યાણ છે.

**હવે ભોગાદિકોની ઇચ્છા કોણ કરે છે અને કોણ નથી કરતું તે કહેવામાં આવે છે—**

प्रश्न—**दिव्यं देहं नवं भोगं को वच्छाति न वा प्रभो !**

**અર્થ**—હે સ્વામિન્ ! હવે કૃપા કરીને એટલું કહો કે આ સંસારમાં દિવ્ય શરીર અને નવા નવા ભોગોપભોગોની કોણ કરે છે અને કોણ નથી કરતું ?

उत्तर—**स्वतत्त्वशून्यो विषयाभिलाषी दिव्यं शरीरं वसनं नवं हि ।**
**भोगं प्रियं वाञ्छति शक्रसेव्यं भूत्वात्मसौख्याद्विमुखश्च दूरः ॥१६५॥**
**यस्तत्त्ववेदी विषयाद्विरक्तः सत्स्वात्मसौख्ये यतिवत्प्रलीनः ।**
**आद्यन्तमध्ये विषवद्व्यथादं भोगं नवं वाञ्छति नैव देहम् ॥१६६॥**

**અર્થ**—જે પુરૂષ આત્માનું સ્વરૂપ જાણતો નથી તે પોતાના આત્મજન્ય અનંત સુખથી વિમુખ થઈને તે સુખથી બહુજ દૂર જતો જાય છે. પછી વિષયોની અભિલાષા કરતો દિવ્ય શરીર ધારણ કરવાની ઇચ્છા કરે છે, નવાં નવાં વસ્ત્ર ધારણ કરવાની ઈચ્છા કરે છે અને ઇન્દ્રિયો દ્વારા સેવન કરવા યોગ્ય સુંદર સુંદર ભોગોપભોગોની ઈચ્છા કરે છે. પરંતુ જે પુરૂષ આત્માનું સ્વરૂપ જાણે છે, તે ઇન્દ્રિયોના વિષયોથી સદા વિરક્ત રહે છે, અને મુનિયોની માફક સર્વોત્તમ આત્મજન્ય અનંત સુખમાં લીન રહે છે, અને તેથીજ તે આ વિષકંટક સમાન પ્રારંભ મધ્ય અને અંતમાં દુઃખ દેવાવાળા નવીન નવીન ભોગોની તેમજ શરીરની કદાપિ પણ ઇચ્છા કરતો નથી.



**ભાવાર્થ**—ઈચ્છા લોભની પર્યાય છે, અને લોભ કષાયોમાં સૌથી પ્રબળ છે. કેમકે લોભનો સૂક્ષ્મ અંશ દશમા ગુણસ્થાન સુધી પહોંચી શકે છે. લોભ એ મોહનીય કર્મનો પણ એક ભેદ છે, અને તે મોહનીય કર્મના ઉદયથીજ પ્રગટ થાય

છે. મોહનીય કર્મના ઉદયથી આત્મા મોહિત થઈને પોતાના સ્વરૂપને ભૂલી જાય છે, અને પરપદાર્થોમાં લીન થઈને તેમાં ઇષ્ટ, અનિષ્ટની કલ્પના કરે છે, રાગદ્વેષ કરે છે, અને તેથી નવીન કર્મોનો પણ બંધ કરે છે. આવીરીતે આ જીવ આ સંસારમાં પરિભ્રમણ કરતાં કરતાં મહાદુઃખ ભોગવે છે. મોહનીય કર્મના ઉદયથીજ આ જીવ જડ, પુદ્‌ગલમય ભોગોપભોગોની સામગ્રીની ઇચ્છા કરે છે, અને પોતાના અનંતસુખમય આત્માને ભૂલી જાયછે. પરંતુ જ્યારે તેનું મોહનીયકર્મ મંદ પડે છે, ત્યારે પ્રયત્નપૂર્વક આત્માનું સ્વરૂપ જાણી લઇને સ્વપરભેદ વિજ્ઞાન ઉત્પન્ન કરે છે. તે સમયે તેના હૃદયમાંથી અજ્ઞાનરૂપી સમસ્ત અંધકાર દૂર થઇ જાય છે. પછી તે પોતાના આત્માના સમ્યગ્દર્શનરૂપી પ્રકાશમાં કર્મ, શરીર, અને ભોગોપભોગોની સામગ્રી વગેરેને પર અથવા હેય–ત્યાજ્ય માને છે. અને તેથીજ તે કદીપણ ફરીથી તેમની ઇચ્છા કરતા નથી. પછી તો તે તેને દુઃખદાયી સમજે છે અને પોતાના આત્મામાંજ સુખ માને છે. તેથી તે પોતાના આત્મામાંજ લીન થઈને પોતાના આત્માનુ કલ્યાણ કરે છે. તેથી પ્રત્યેક જીવે ભોગોપભોગની સામગ્રીથી વિરક્ત રહેવું જોઈએ અને આત્માનું સ્વરૂપ જાણીને આત્મામાંજ લીન થઈને કર્મોનો નાશ કરી મોક્ષ સ્થાન મેળવે છે. અને તેમાંજ જીવનું હિત સમાએલું છે.

**કોણ આત્મહિતમાં લાગે છે અને કોણ પરપદાર્થોમાં પડે છે તે કહેવામાં આવે છે—**

**प्रश्न—पतति स्वपरे स्वामिन् को जीवो वद मेऽधुना ?**

હે સ્વામિન્ ! હવે એટલું કહો કે પોતાના સ્વરૂપમાં લીન કોણ રહે છે અને પરપદાર્થોમાં કોણ પડે છે ?

**उत्तर—परं स्वबुद्धिः खलु यस्य जन्तोः स एव मूर्खः स्वपदं च त्यक्त्वा**
**परे पदार्थे पततीव चान्धः कूपं तथा कर्म करोति निंद्यम् ॥१६७॥**
**निजे स्वबुद्धिः खलु यस्य जन्तोः स एव सुज्ञः परतः प्रच्युत्वा ।**
**निजे स्वभावे भवतीह तृप्तः कर्माणि हन्त्येव तथा समूलात् ॥१६८॥**



**અર્થ**—જેવીરીતે કોઈ આંધળો માણુસ પોતાનો માર્ગ ભૂલવાથી કૂવામાં પડી જાય છે, તેવીજરીતે જે જીવ પુદ્‌ગલાદિક પરપદાર્થોમાં આત્મરૂપ બુદ્ધિ કરે, તે અજ્ઞાની પુરૂષ પોતાના શુદ્ધ ચૈતન્યમય સ્વભાવથી ભ્રષ્ટ થઈને ભોગોપભોગાદિક પરપદાર્થોમાં પડી જાય છે, અને અત્યંત નિંદનીય કાર્ય કરે જાય છે. પરંતુ જે જીવ પોતાના આત્મામાંજ આત્મરૂપ બુદ્ધિ કરે તે જ્ઞાની પુરૂષ પુદ્‌ગલાદિક પરપદાર્થોથી દૂર થઇ પોતાના આત્માના શુદ્ધ સ્વભાવમાંજ લીન થઈ જાય છે અને પછી તે મોક્ષ-

નીય આદિ સમસ્ત કર્મોનો જડમૂળમાંથી નાશ કરી દે છે.

**ભાવાર્થ**—આ આત્મા શુદ્ધ, બુદ્ધ, ચૈતન્યસ્વરૂપ છે. કર્મ અથવા પુદ્ગલાદિક પરપદાર્થથી અને ભોગોપભોગની સામગ્રીથી તદ્દન ભિન્ન છે. જે ભવ્યજીવ પોતાના આત્માનું સ્વરૂપ આવીરીતે માને છે તે પોતાના આવી સ્વરૂપથી કદીપણ ભ્રષ્ટ થતો નથી–દૂર થતો નથી. પછી તો તે પોતાનાજ ચિદાનંદમય આત્મ સ્વરૂપમાં તૃપ્ત રહે છે. તેથી તેનાં સર્વ કર્મો નષ્ટ પામે છે અને તે મોક્ષસ્થાન મેળવે છે. પરંતુ જે જીવ મોહનીય કર્મના તીવ્ર ઉદયથી આત્માના આવા સ્વરૂપને ભૂલી જાય છે, તે શરીરાદિકમાંજ આત્મબુદ્ધિ કરે છે અને તેના કલ્યાણાર્થે અત્યંત શ્રમ ઉઠાવે છે. શરીરાદિકના કલ્યાણાર્થે અનેક પ્રકારની ભોગોપભોગની સામગ્રી એકઠી કરે છે અને તેથી મહાપાપ બાંધીને તે સંસારમાં પરિભ્રમણ કરે છે અને ઘોર દુઃખ ભોગવે છે. તેથી પ્રત્યેક ભવ્યજીવે પોતાના આત્માને પરપદાર્થોથી સર્વથા હટાવી દેવો જોઈએ, અને આત્માનું સ્વરૂપ જાણીને તેમાં લીન થવું જોઈએ, જેથી સમસ્ત કર્મ નષ્ટ પામે અને મોક્ષસ્થાન મળે. આજ આત્માને માટે હિતકર છે.

**હવે સ્ત્રી, પુરૂષ અને નપુંસકલીંગ ધારણ કરવાવાળા કોણ હોય છે અને કોણ નથી હોતું તે કહેવામાં આવે છે—**

प्रश्न – **त्रिलिंगधारकः कोऽस्ति को नास्ति वद मे प्रभो ?**

હે ભગવન્ ! હવે કૃપા કરીને એટલું કહો કે સ્ત્રીલિંગ, પુલ્લીંગ અને નપુંસકલિંગ એ ત્રણે લીંગોને ધારણ કરવાવાળા કોણ હોય છે અને કોણ નથી હોતા.

उत्तर—**त्रिलिंगधारीत्यहमेव विश्वे मद्धारकाण्येव च सन्ति तानि ।**

**मत्वेति मूढः किल तद्धितार्थं करोति मोहं विविधं च पापम् ॥१६९॥**

**त्रिलिंगधारीत्यहमेव मोहात् तन्नाशकश्चास्म्यहमेव तत्त्वात् ।**

**यस्तत्त्ववेदीति च मन्यमानः तन्नाशहेतोर्यतते स्वसिद्ध्यै ॥१७०।**

**અર્થ**—પોતાના આત્માનું સ્વરૂપ ન જાણવાવાળો અજ્ઞાની પુરૂષ એમજ સમજે છે કે આ સંસારમાં સ્ત્રીલીંગ, પુલ્લિંગ

અને નપુસકલિંગને ધારણ કરવાવાળો હું છું, અથવા એ ત્રણે લિંગ મારામાંજ હોય છે અને તેથી તે મારાજ છે. એમ સમજીને એ ત્રણે લિંગોની વિષયવાસના પૂર્ણ કરવા માટે મોહ વધારે છે અને અનેક પ્રકારના પાપ ઉત્પન્ન કરે છે. પરંતુ આત્માનું સ્વરૂપ જાણવાવાળો ભવ્ય પુરૂષ એમજ માને છે કે જ્યારે મારા આત્મામાં મોહનીય કર્મનો તીવ્ર ઉદય થાય છે ત્યારેજ હું સ્ત્રીલીંગ, પુલ્લિંગ અથવા નપુસકલિંગ એ ત્રણે લિંગમાંથી કોઇ એક લિંગ ધારણ કરૂં છું. વાસ્તવિક રીતે તો હું શુદ્ધબુદ્ધ ચિદાનંદમય, અને એ ત્રણે લિંગોનો નાશ કરવાવાળો છું એમ સમજીને પોતાના શુદ્ધ, બુદ્ધ અને ચિદાનંદમય આત્માની સિદ્ધિ કરવા માટે એ ત્રણે લીંગોના નાશ કરવાનો પ્રયત્ન કરે છે.

**ભાવાર્થ**—સ્ત્રીલિંગ, પુલ્લીંગ અથવા નપુંસકલીંગની પ્રાપ્તિ મોહનીય કર્મના ઉદયથી થાય છે. જ્યાંસુધી તે લીંગોને ઉત્પન્ન કરવાવાળા મોહનીય કર્મની સત્તા હોય છે ત્યાંસુધી તે લીંગોની પણ સત્તા રહે છે. મોહનીય કર્મનો નાશ થવાથી તે લિંગો પણ નાશ પામે છે. તેથી મોહનીય કર્મનો સર્વથા અભાવ થતાં તે લીંગોની પ્રાપ્તિ થઈ શકતી નથી. તેથી એ પણ સિદ્ધ થાય છે કે લીંગોને ધારણ કરવા તે આત્માનો સ્વભાવ નથી, પરંતુ તેમનો નાશ કરી નિરાકુલ થવું એજ આત્માનું યથાર્થ સ્વરૂપ છે. આત્માના આવા પ્રકારના સ્વરૂપને જાણવાવાળો પુરૂષ તે ત્રણે લીંગોને નાશ કરી આત્માનું શુદ્ધ સ્વરૂપ પ્રાપ્ત કરવા માટે પ્રયત્ન કરે છે પરંતુ આત્માના વાસ્તવિક સ્વરૂપને ન જાણવાવાળો પુરૂષ ત્રણે લીંગોને ધારણ કરવું તે પણ આત્માનું સ્વરૂપ સમજે છે, અને તેથીજ તેમની વાસનાઓ પુરી પાડવામાંજ સુખ માને છે. તે વાસનાઓ પુરી પાડવામાં થતાં અનેક પાપ કરે છે જેથી તેને આ વિષરૂપ સંસાર સમુદ્રમાં પરિભ્રમણ કરવું પડે છે. તેથી પ્રત્યેક ભવ્યજીવે પોતાના આત્માનું સ્વરૂપ સારીપેઠે જાણીને એ ત્રણે લીંગોને આત્માથી સર્વથા ભિન્ન સમજવાં જોઈએ અને તેમના નિમિત્તથી થતાં સમસ્ત પાપોનો ત્યાગ કરી, મોહનીય કર્મનો નાશ કરવાનો પ્રયત્ન કરવો જોઈએ થી આત્મા નિરાકુલ થઈ આત્મિક સ્વભાવમાં લીન થઇ જલદી મોક્ષપ્રાપ્તિ કરી લે, આજ તેના કલ્યાણનો માર્ગ છે

**હવે પરપદાર્થોમાં કોણ રતિ કરે છે અને કોણ નથી કરતું તે વિષે કહેવામાં આવે છે—**

प्रश्न – **अरति को रतिं स्वामिन् करोति वद मे परे ?**

હે સ્વામિન્ હવે એટલું કહો કે પરપદાર્થોમાં રતિ પ્રેમ, અરતિ કોણ કરે છે.

ઉત્તર—मुचेतनेऽचेतन एव चार्थो मूर्खो ह्यथोयाच्च तयोः प्रकृत्या।
करोति साद्धं ह्यरतिं रतिं च तस्मापराधाद्भवतीह दुःखी ॥१७१॥
को चेतनोऽचेतन एव चार्थो स्वस्वस्वभावे वसति स्वचिन्हैः।
रतिस्ततो मेऽस्त्यरतिर्न सुज्ञः मत्वेति तृप्तो निजचित्स्वभावे ॥१७२॥

**અર્થ**—આત્માનું સ્વરૂપ ન જાણવાવાળો પુરૂષ પોતાની અજ્ઞાનતાને લીધે ચેતન અચેતન સમસ્ત પદાર્થોમાં અનાદિકાલથી ઉદયમાં આવેલ મોહનીય કર્મને લીધે રતિ પણ કરે છે અને અરતિ પણ કરે છે. અને તેમ કરવાથીજ તેને આ સંસારરૂપી સમુદ્રમાં પરિભ્રમણ કરવું પડે છે. અને અનેક દુઃખ ઉઠાવવાં પડે છે. પરંતુ જે જીવ આત્માનું સ્વરૂપ જાણે છે. તે જ્ઞાની પુરૂષ એમજ માને છે કે આ સંસારમાં જેટલા ચેતન અચેતન પદાર્થો છે તેટલા સર્વે પદાર્થો પોતપોતાના ગુણ અથવા વિશિષ્ટતા સહિત પોતાનાજ સ્વરૂપ-સ્વભાવમાં લીન રહે છે. તેથી તે પદાર્થો ઉપર મારે રાગ પણ નથી અને દ્વેષ પણ નથી, હું તો રતિ અને અરતિથી સર્વથા રહિત છું. એમ સમજીને તે પોતાના ચૈતન્યરૂપ સ્વભાવમાંજ હમેશા લીન રહે છે.

**ભાવાર્થ**—જો કે સમસ્ત પદાર્થ આકાશમાં રહે છે. છતાં યથાર્થ રીતે તો પોતાના પ્રદેશોમાંજ રહે છે. તથા તે સર્વ પદાર્થોનો પરસ્પર એકબીજાની સાથે કોઇપણ પ્રકારનો સંબંધ પણ રહેતો નથી. તો પછી તેમાં રાગદ્વેષ ઉત્પન્ન કરી કર્મબંધન કરવું તે મહા દુઃખનું કારણ છે. પરપદાર્થોમાં રાગ ઉત્પન્ન કરી લેવો તેજ ચોરી છે, અને તેથીંજ ચોરને દંડ મળે છે. પોતાનો પદાર્થ લેવામાં ચોરી થતી નથી અને તેથી દંડ પણ મળતો નથી. તેથી પરપદાર્થમાં રાગ કરવો તે એક પ્રકારની ચોરી છે અને તેથીજ પરપદાર્થોમાં રાગદ્વેષ કરવાવાળો જીવ કર્મબંધન કરી દુઃખી થાય છે. તેથી પ્રત્યેક જીવે પોતાના આત્માનું સ્વરૂપ જાણવા પ્રયત્ન કરી, જાણ્યા પછી આત્મિક સ્વભાવમાંજ લીન થવું જોઇએ અને તેમાંજ સંતુષ્ટ રહેવું જોઇએ. પરપદાર્થોથી સર્વ પ્રકારનો રાગદ્વેષ છોડી દેવો જોઇએ. એમ કરવાથી કર્મબંધન થતું નથી અને નવીન કર્મબંધન ન થવાથી પૂર્વસંચિત કર્મોનો નાશ થાય છે જેથી જલદી મોક્ષ પ્રાપ્તિ થઇ જાય છે. આજ આચાર્યોના કહેવાનો અભિપ્રાય છે. ॥૧૦૫॥

**હવે આત્માને જાણવાવાળો શું કરે છે અને આત્માને ન જાણવાવાળો શું કરે છે તે કહેવામાં આવે છે—**

**પ્રશ્ન—अन्तर्दृष्टिर्बहिर्दृष्टिः स्वामिन् किं कुरुते वद ?**

હે સ્વામિન્ ! આત્મા ઉપરજ લક્ષ આપનાર અથવા આત્માને જાણવાવાળો પુરૂષ શું કરે છે અને બાહ્ય પદાર્થો ઉપર દૃષ્ટિ રાખવાવાળો બહિરાત્મા શું કરે છે તે કૃપા કરીને કહો.

ઉત્તર—**यस्यास्ति जन्तो बहिरात्मदृष्टिः विश्वासधारा बहिरेव निधे ।**
**पतत्यवश्यं कुटिलप्रकृत्या नार्यादिजाले विषमे व्यथादे ॥१७३॥**
**यस्यास्ति जन्तोश्च निजात्मदृष्टि विश्वासधारात्मपदे पवित्रे ।**
**स्वराज्यलक्ष्मीः सुखशान्तिदात्री जिनेंद्रवाणीव भवेत्समर्था ॥१७४॥**

**અર્થ**—જે જીવ પોતાની દૃષ્ટિ આત્માથી અલગ એવા પુદ્ગલાદિક પરપદાર્થો ઉપર રાખે છે તથા તેમાં વિશ્વાસ રાખે છે તે જીવ પોતાના કુટિલ સ્વભાવને લીધે અત્યંત દુઃખ દેવાવાળા સ્ત્રી, પુત્ર આદિ કુટુંબરૂપી જાલમાં અથવા ધનાદિકની જાલમાં ફસાય છે. પરંતુ જે જીવ પોતાની દૃષ્ટિ પોતાના આત્મા ઉપર જ રાખે છે અને તેમાંજ વિશ્વાસ રાખે છે તે જીવને માટે જેમ જિનેન્દ્રદેવની વાણી સર્વ જીવોને સુખશાંતિ આપવા સમર્થ થાય છે તેમ તેની આત્મિક શુદ્ધતારૂપી લક્ષ્મી સર્વ પ્રકારનું સુખજ શાંતિ આપવામાં સમર્થ થાય છે.

**ભાવાર્થ**—જે જીવ પોતાના આત્માનું સ્વરૂપ જાણતો નથી તે પુરૂષ બાહ્ય વિભૂતિમાંજ આનંદ પામે છે, તેમાંજ મગ્ન રહે છે, અને તેમાંજ વિશ્વાસ રાખે છે તે પુરૂષ બાહ્ય વિભૂતિમાંજ રહી જાય છે, તેમાં મમત્વ-ભાવ ફેલવે છે અને છેવટે તેના ફલરૂપ આ વિષમ સંસાર સમુદ્રમાં પરિભ્રમણ કરી અનેક આપત્તી વહોરી લે છે અને અત્યંત દુઃખી થાય છે. પરંતુ જે પુરૂષ પોતાના આત્મામાંજ વિશ્વાસ રાખે છે, તેમાંજ લીન રહે છે, તે પુરૂષ બાહ્ય વિભૂતિને હેય સમજી તેના ઉપરથી મમત્વ-ભાવ હટાવી લે છે જેથી તે અનેક પાપોથી બચી જાય છે, તદુપરાંત અનેક પૂર્વસંચિત કર્મોનો પણ નાશ કરે છે. છેવટે તેને નિરાકુલતામય મોક્ષરૂપી સ્વરાજ્યલક્ષ્મી વરે છે. તેથી પ્રત્યેક ભવ્યજીવોએ સ્ત્રી, પુત્રપૌત્રાદિકને હેય સમજી, તેમના ઉપરથી મમત્વભાવ હટાવી લઇ આત્મ સ્વરૂપમાંજ લીન થવું જોઇએ જેથી મોક્ષરૂપી સ્વરાજ્યલક્ષ્મી જલદી મળી રહે, એજ આત્મ કલ્યાણનો માર્ગ છે.

**હવે નિંદ્ય માર્ગે કોણ ચાલે છે અને શ્રેષ્ઠ માર્ગે કોણ ચાલે છે તે કહેવામાં આવે છે—**

प्रश्न—**का याति निंद्यमार्गेण न का याति गुरो वद ।**

હે સ્વામિન્ ! નિંદ્ય માર્ગે કોણ ચાલે છે અને શ્રેષ્ઠ માર્ગે કોણ ચાલે છે તે કૃપા કરીને કહો

उत्तर—**यात्येव मार्गेण भयंकरेण दुःखप्रदेनैव सदैव मूर्खः ।**

**शुद्धेन न प्रेरणतोपि याति येनात्मशुद्धिः सहजा भवेद्धि ॥१७५॥**

**न यात्यमार्गेण निजात्मनिष्ठो दुःखप्रदेनैव भयंकरेण ।**

**यात्येव शुद्धेन शिवप्रदेन येनात्मसिद्धिः सहजास्ति तस्य ॥१७६॥**

**અર્થ**—આત્માનું સ્વરૂપ ન જાણવાવાળો પુરૂષ અત્યંત નિંદનીય, અત્યંત દુઃખ આપવાવાળા અને અત્યંત ભયંકર એવા પાપ માર્ગેજ ગમન કરે છે. નિર્ગ્રંથ ગુરૂઓ દ્વારા ઉપદેશ સાંભળવા છતાંપણ શુદ્ધ માર્ગે કદાપણ ચાલતો નથી. જો તે શુદ્ધમાર્ગે ચાલે તો સહેજે તેના આત્માની સિદ્ધિ થઈ જાય પરંતુ તેમ ન કરવાને લીધેજ તે દુઃખી થાય છે. પરંતુ જે પુરૂષ પોતાના આત્મામાં લીન રહે છે તે પુરૂષ અત્યંત ભયંકર એવા પાપરૂપ માર્ગે કદાપણ ગમન કરતો નથી. તે તો માત્ર મોક્ષ આપવાવાળા શુદ્ધ માર્ગ તરફજ ગમન કરે છે અને તેથીજ તેને આત્મસિદ્ધિ સહેજે થઈ શકે છે.

**ભાવાર્થ**—આત્માનું સ્વરૂપ ન જાણવાવાળો જીવ સ્ત્રી, પુત્ર આદિ કુટુંબમાં અથવા ધનાદિક વિભૂતિમાંજ સુખ માને છે, અને તેનો સંગ્રહ કરવામાં અને તેની રક્ષા કરવામાંજ હમેશા પ્રયત્નશીલ રહે છે. તે ધનાદિકનો સંગ્રહ તેમજ રક્ષા કરવા માટે થતાં અનેક પાપ કરે છે અને ફરે જાય છે. તે અથાગ પ્રયત્ને ધનાદિકનો સંગ્રહ કરે છે અને તેની રક્ષા કરવા માટે પોતાનો પ્રાણ પણ ગુમાવવાનો પ્રસંગ આવે તોપણ ડરતો નથી. તે ધનાદિકનો ઉપયોગ કરવામાં કોણ જાણે કેટલાં પાપો કરે છે કે તેને સંસાર સમુદ્રમાંથી તરવાનો આરો પણ આવતો નથી. ભાગ્યોદયથી કોઈ નિર્ગ્રંથ ગુરૂ ધનાદિકના સદુપયોગનો માર્ગ બતાવે તે સાંભળ્યા છતાંપણ તે માર્ગે ચાલવામાં અસમર્થ નીવડે છે. કેમકે મોહનીય કર્મ સુમાર્ગે જતાં અટકાવે છે જેથી તેને વિપરીત બુદ્ધિ થાય છે. તેથીજ તે શુદ્ધમાર્ગ ગ્રહણ કરી શકતો નથી. અને મોક્ષપદ પ્રાપ્ત કરી શકતો નથી.

પરંતુ આત્મ સ્વરૂપ જાણવાવાળો પુરૂષ મોહનીય કર્મનો નાશ કરે છે અને પછી આત્મસ્વરૂપ જાણવા સમર્થ નીવડે

છે. તે પુરૂષ બાહ્ય વિભૂતિને ત્યાજ્ય સમજે છે અને તેથીજ તેને ત્યાગ કરી આત્મામાં લીન રહે છે. આવીરીતે મોક્ષમાર્ગમાં ચાલીને આત્માનું કલ્યાણ કરે છે. પ્રત્યેક ભવ્યજીવે આવીજરીતે આત્મકલ્યાણ કરી લેવું જોઇએ.

**હવે જ્ઞાની અને અજ્ઞાની પુરૂષ સંસારના પદાર્થોને કેવા માને છે તે કહેવામાં આવે છે—**

પ્રશ્ન —**સુજ્ઞો મૂર્ખः कथं वस्तु मन्यते वद मे प्रभो ?**

હે પ્રભો ! હવે એટલું કૃપા કરીને કહો કે જ્ઞાની પુરૂષ સંસારના પદાર્થોને કેવા માને છે અને અજ્ઞાની પુરૂષ કેવા માને છે ?

ઉત્તર—**पश्यामि किंचित्सकलेन्द्रियैश्च चित्तेन वस्तु प्रविचिन्तयामि ।**

**तदेव मे स्यादिति मन्यमानोऽथोऽवाङ्बान्धो भ्रमतीह मूर्खः ॥१७७॥**

**पश्यामि किंचित्सकलेंद्रियैश्च चित्तेन वस्तु प्रविचिन्तयामि ।**

**तन्नेव मे स्यादिति मन्यमानः सुज्ञः स्वभावे रमते पवित्रे ॥१७८॥**

**અર્થ**—અજ્ઞાની પુરૂષ એમ માને છે કે જે જે ઇન્દ્રિયોથી માલુમ પડે છે અને હૃદયથી જે જે ચિંતવન થાય છે તે સર્વ વસ્તુ મારી છે. આમ મમત્વભાવ કેળવવાથી અનંત કાલસુધી સંસાર સમુદ્રમાં તે પરિભ્રમણ કર્યા કરે છે. પરંતુ જ્ઞાની પુરૂષ તો એમજ માને છે કે ઇન્દ્રિયોથી માલુમ પડતા તેમજ હૃદયથી ચિંતવન થતા સર્વ પદાર્થો મારા નથી. મારો આત્મા તો તે સર્વ પદાર્થોથી ભિન્ન છે અને તે સર્વ પદાર્થો મારા આત્માથી ભિન્ન છે. એમ સમજી તે પોતે પોતાના આત્મ-સ્વરૂપમાંજ લીન રહે છે.

**ભાવાર્થ**—ઇન્દ્રિયોદ્વારા તો માત્ર પુદ્ગલાદિક પદાર્થોજ જોઈ તેમજ જાણી શકાય છે. આત્મા અમૂર્તિક અને ચેતન છે જ્યારે પુદ્ગલાદિક પદાર્થ જડ છે. તેથી સાબીત થાય છે કે આત્માનો કોઈરૂપી પદાર્થ હોઈ શકતોજ નથી. આથી જ્ઞાની પુરુષોએ પરપદાર્થ પરથી મમત્વભાવ હટાવી લઇ, આત્માના ઉત્તમ ક્ષમા આદિ ધર્મોને પોતાના સમજી તેમને અપનાવવા જોઇએ અને તેમાંજ લીન થવું જોઇએ. સંસારિક સર્વ ભોગોથી વિરક્ત થઇ ભવ્યપુરુષોએ મોક્ષમાર્ગમાંજ લાગવું જોઇએ. એજ આત્માને માટે કલ્યાણકારક છે. ॥૧૦૮॥

**જ્ઞાની અને અજ્ઞાની કયાં કયાં સુખ માને છે તે કહેવામાં આવે છે—**

પ્રશ્ન – **मूर्खः क मन्यते सौख्यं सुज्ञो वा वद मे प्रभो ?**

હે સ્વામિન્ ! જ્ઞાની અને અજ્ઞાની પુરૂષ સુખ કયાં માને છે તે કૃપા કરીને કહો.

ઉત્તર—**स्वतत्त्वशून्यो विषयाश्रितो यः स मन्यतेऽज्ञानत एव मोक्षम् ।**

**बाह्ये पदार्थे मलिनेऽतिनिंद्ये श्वास्थनीव मूर्खश्च मले वराहः ॥१७९॥**

**स्वतत्त्ववेदी स्वसुखाश्रितश्च परं व्यथादं हि सुखं न मत्वा ।**

**स्वप्नेपि तस्मिन्न रुचिं करोति यथापतिश्चाक्षचयेऽतिनिंद्ये ॥१८०॥**

**અર્થ**—જેવીરીતે કુતરો હાડકાને ખચાવવામાંજ સુખ માને છે અને ભુંડ મલ ભક્ષણમાંજ સુખ માને છે તેવીરીતે આત્મિક સ્વરૂપ ન જાણવાવાળો પુરૂષ અત્યંત નિંદનીય અને અત્યંત મલીન એવા બાહ્ય પદાર્થોમાંજ સુખ માને છે. અને તેના તેવા પ્રકારની પ્રવૃત્તિને મોક્ષરૂપ પ્રવૃત્તિ માને છે. પરંતુ જે પુરૂષ આત્માનું સ્વરૂપ જાણે છે તે પુરૂષ આત્માથી ઉત્પન્ન થતા સુખમાંજ નિમગ્ન રહે છે અને તેથીજ જે યથાર્થ બુદ્ધિ ધારણ કરે છે તે પુરૂષ આત્માથી ભિન્ન એવા ઈન્દ્રિયોના સમૂહમાં કદીપણ સુખ માનતો નથી એટલુંજ નહિ પણ તેમાં રુચી પણ કરતો નથી.

**ભાવાર્થ**—ઈન્દ્રિયાદિક સુખ આત્માથી સર્વથા ભિન્ન છે અને કર્મોને આધીન છે. તે સુખ મેળવવા માટે અનેક પ્રકારના પાપ ઉત્પન્ન કરવાં પડે છે જેથી સંસારસમુદ્રમાં અઘોર દુઃખ ભોગવવાં પડે છે. હાથી, ભ્રમર, પતંગીઉં, હરણ વગેરેનો દાખલો લઈએ તો સહેજે માલુમ પડે છે કે એક એક ઈન્દ્રિયના વિષયની લોલુપતાને લીધે તેમને બધ, બંધન આદિ દુઃખ સહન કરવા પડે છે તો પછી પાંચે ઈન્દ્રિયોના વિષયને પોષનાર જીવોનું તો પૂછવુંજ શું ! તે અગાધ દુઃખ ભોગવે છે આમ હોવા છતાંપણ ઈન્દ્રિયાદિ સુખ શાશ્વત સુખ નથી. તે તો માત્ર ક્ષણિક સુખ છે. તે સુખથી માત્ર ઈન્દ્રિયજ સુખ પામે છે, આત્મા કદીપણ સુખ પામતો નથી. તે સુખથી આત્માને તો નરકાદિકનાં દુઃખ ભોગવવાં પડે છે. આત્માનું સ્વરૂપ ન જાણનાર પુરૂષજ તેમાં રૂચી કરે છે. પરંતુ આત્મસ્વરૂપ જાણનાર પુરૂષ તો તે ક્ષણિક સુખની સ્વરૂપને પણ ઈચ્છા કરતો નથી અને શાશ્વત સુખ મેળવવા માટે આત્મામાંથી ઉત્પન્ન થતા રસાસ્વાદનનુંજ પાન કરે છે, આત્મામાં લીન થઈ કર્મોનો નાશ કરે છે, અને મોક્ષરૂપી શાશ્વત સુખ પ્રાપ્ત કરે છે.

હવે જ્ઞાની અને અજ્ઞાની શું પૂછે છે તે કહેવામાં આવે છે—

प्रश्न—ज्ञानी मूर्खः पुनः स्वामिन् किं किं पृच्छति मे वद ?

હે સ્વામિન્ ! જ્ઞાની પુરૂષ વારંવાર શું પૂછે છે અને અજ્ઞાની પુરુષ શું પૂછે છે તે કૃપા કરીને કહો.

उत्तर—यदेव मूर्खः खलु पृच्छतीह तदेव पृष्टं भुवि यत्र तत्र ।
तदेव कर्तुं यतते सदायमनन्तवारं च कृतं प्रभुक्तम् ॥१८१॥
तदेव प्राप्तुं यतते प्रभुक्तं यदेव भुक्तं न कदापि लब्धम् ।
तदेव ज्ञानी खलु पृच्छतीति स्वप्नेपि यन्नैव कदापि पृष्टम् ॥१८२॥

અર્થ—આત્માનું સ્વરૂપ ન જાણવાવાળો પુરૂષ એજ પ્રશ્ન પૂછે કે જે વારંવાર આ સંસારમાં પૂછવામાં આવે છે તે અજ્ઞાની પુરૂષ એજ કાર્ય કરવાનો પ્રયત્ન કરે છે કે જે અનેકવાર કરી ચૂકીયું છે અને જેનો ઉપભોગ પણ થઈ ગએલ છે. પરંતુ આત્માનુ સ્વરૂપ જાણવાવાળો પુરૂષ જે પ્રશ્ન આજસુધી પૂછવામાં આવ્યો નથી તે પ્રશ્ન પૂછે છે અને જે કાર્ય આજસુધી કરવામાં આવ્યું નથી અને જેનો ઉપભોગ પણ થએલ નથી તેવું કાર્ય કરે છે.

ભાવાર્થ—આ સંસારમાં જે જે વસ્તુઓ જોવામાં આવે છે તે સર્વનો આ જીવે ઉપભોગ કરેલ છે. પરંતુ આત્મ-સ્વરૂપ ન જાણવાને લીધે તે સંસારિક વસ્તુઓનોજ પ્રશ્ન પૂછે છે, તે મેળવવા પ્રયત્ન કરે છે અને વારંવાર તેને ભોગવવાનો પ્રયત્ન કરે છે. પરંતુ આત્મજ્ઞાની પુરૂષ આ સર્વ બાબત સારીરીતે સમજે છે તે તો એમજ માને છે કે આ સંસાર સંબંધી સર્વ વસ્તુ મેં પ્રાપ્ત કરેલી છે અને તેનો ઉપભોગ પણ મેં કરેલો છે. આજદિન સુધી માત્ર કેવલજ્ઞાન પ્રાપ્ત કરેલ નથી અથવા આત્મિક શુદ્ધિ તેમજ મોક્ષ પ્રાપ્ત કરેલ નથી. તેથી તેજ મેળવવા માટે તે પ્રયત્ન કરે છે, તેના ઉપભોગ માટે પણ પ્રયત્ન કરે છે અને તે સબંધીજ પ્રશ્ન પૂછે છે. આથી ભવ્યજીવોએ સંસારિક સર્વ વસ્તુઓપરથી મમત્વભાવ સંકેલી લઈ માત્ર આત્મશુદ્ધિ માટેજ પ્રયત્ન કરવો જોઈએ. જેથી આત્માનુ કલ્યાણ થાય.

હવે પરપદાર્થોમાં કોણ સુખ માને છે અને કોણ માનતું નથી તે કહેવામાં આવે છે—

प्रश्न—को हठान्मन्यते को वा न सौख्यं परवस्तुनि ?

હે સ્વામિન્ ! પરપદાર્થોમાં કોણ સુખ માને છે અને કોણ માનતું નથી તે કૃપા કરીને કહો.

उत्तर—नास्तीन्द्रियार्थेषु सुखं च किंचित् तथापि मूर्खः खलु मन्यते कौ ।
यथा जलं स्यान्न मरीचिकायां मूर्खो मृगो याति तथापि पातुम् ॥१८३॥
स्वप्नेपि सौख्यं न भुवीन्द्रियार्थे स्वतत्त्ववेदीति सुमन्यमानः ।
तत्प्राप्तिहेतो यतते ततो न ह्यस्ति सुज्ञस्य कृतिर्यथार्था ॥१८४॥

**અર્થ**—જેવીરીતે હરણ મૃગજળમાંથી પાણી મેળવવાની ઈચ્છા કરે છે પરંતુ તેને પાણી મળતું નથી, તેવીજ-રીતે અજ્ઞાની પુરૂષ ઇન્દ્રિયાદિક વિષયોમાં સુખ નહિ હોવાછતાં સુખ મેળવવા પ્રયત્ન કરે છે પરંતુ અંતે તો નિરાશ થાય છે. આત્મ સ્વરૂપ જાણવાવાળો પુરૂષ તો એમજ માને છે કે ઇન્દ્રિયાદિક વિષયોમાં સુખ છેજ નહિ તેથી તે ઇન્દ્રિયાદિક સુખ માટે પ્રયત્ન કરતોજ નથી. આત્મજ્ઞાની પુરૂષના સર્વ કાર્ય સિદ્ધજ થાય છે.

**ભાવાર્થ**—મરૂભૂમિ એટલે મારવાડમાં રેતીના ઢગેઢગ હોય છે. દૂરથી જોતાં રેતીનો ચળકાર પાણી જેવો દેખાય છે. આથી હરણ મૃગજળને દેખીને ચારેબાજુ દોડાદોડ કરી મૂકે છે. પાણીની આશાએ દોડીને એકબાજુ જાય છે તો ત્યાં પાણી મળતું નથી અને જ્યાંથી દોડ્યું હોય ત્યાં પાણી દેખાય છે. આમ પાણી દેખવાથી ત્યાં દોડી જાય છે. છેવટે તેને પાણી મળતું નથી. આમ પાણીની આશાએ આમ તેમ દોડીદોડીને છેવટે થાકી જાય છે અને પાણી મેળવી શકતુ નથી. તેવીજરીતે અજ્ઞાની માણસ ઇન્દ્રિયાદિક વિષય ભોગાદિકમાંજ સુખ માને છે પરંતુ ઇન્દ્રિયાદિક સુખથી કોઈને સુખ મળ્યું નથી, મળી શકે નહિ. અને મળશે પણ નહિ. પરંતુ આત્મજ્ઞાની પુરૂષ આ સર્વ બાબત સમજે છે. આથી તે ઇન્દ્રિયા-દિક સુખ મેળવવા પ્રયત્ન કરતો નથી પરંતુ આત્મજન્ય યથાર્થ સુખ મેળવવા પ્રયત્ન કરે છે.

**હવે જ્ઞાની અને અજ્ઞાની કયાં કાળજી રાખે છે અને કયાં બેદરકાર રહે છે તે કહેવામા આવે છે-** ॥૧૧૧॥

प्रश्न—मूर्खः स्वपिति सुज्ञः क्व क्व जागर्ति प्रभो वद ?

હે પ્રભો ! મૂર્ખ અને જ્ઞાની પુરૂષ કયાં કયાં સુએ છે અને કયાં કયાં જાગે છે તે કૃપા કરીને કહો.

वृत्त—चिन्तामणेः कल्पतरोः समाने सुप्तोऽस्ति मूर्खः सुखदे स्वराज्ये ।
गृहे मिथो वैरविरोधकार्ये दुःखप्रदे जाग्रति चातिनिंद्ये ॥१८५॥
ज्ञानी मिथो वैरविरोधकार्ये ह्यनात्मके क्लेशकरेऽस्ति सुप्तः ।
शिवप्रदे स्वात्मविधेर्विधाने स्वसाधने जाग्रति हीव साधुः ॥१८६॥

**અર્થ**—આત્માની શુદ્ધતારૂપી સ્વરાજ્ય ચિંતામણી અથવા કલ્પવૃક્ષ સમાન સુખ આપવાવાળું છે. તેમાં તો મૂર્ખ અથવા અજ્ઞાની પુરૂષ સુતોજ–બેદરકાર રહે છે અને ઘરબાર કે જે પરસ્પર વિરોધ કરાવવાવાળું છે તેમાં જાગતો–કાળજીપૂર્વક રહે છે. પરંતુ આત્મસ્વરૂપ જાણનાર જ્ઞાની પુરૂષ આત્માથી સર્વથા ભિન્ન, પરસ્પર વૈરવિરોધ કરાવવાવાળાં, અને ક્લેશ કરાવવાવાળાં કાર્યોમાં સુતો–બેદરકાર રહે છે અને મોક્ષપ્રાપ્ત કરાવવાવાળાં અને આત્માને શુદ્ધ કરવાવાળાં કાર્યોમાં તથા આત્માની સિદ્ધિ કરાવવાવાળાં સમસ્ત સાધનોમાં મગ્ન રહે છે.

**ભાવાર્થ**—ચિંતામણી એક રત્ન હોય છે. તેની પાસે મનમાં ચિંતવન કરેલ કોઇપણ વસ્તુ માગવામાં આવે તો મળી રહે છે. કલ્પવૃક્ષથી પણ ઇચ્છિત પદાર્થ મળે છે. તેવીજરીતે આત્માની શુદ્ધતાથી અનંત સુખની પ્રાપ્તિ થાય છે. જે જીવ તે સુખને માટે જાગૃત રહે છે, તેનીજ રક્ષા કરે છે, તેને નષ્ટ થવા દેતો નથી, કષાયાદિક ચોરોથી લૂંટાવા દેતો નથી અને બનતા સર્વ કોઈ પ્રયત્ને તેની રક્ષા કરે છે તે પુરૂષ મોક્ષપદ પામે છે અને અજરામર અનંતસુખ પ્રાપ્ત કરે છે. આત્માનુ યથાર્થ સ્વરૂપ જાણવાવાળા સાધુજન અથવા નિર્ગ્રંથ ગુરૂજ આત્માની શુદ્ધતાની રક્ષા કરી શકે છે. તેજ પુરૂષને માટે પ્રયત્નશીલ હોય છે. જે જીવ આત્મસ્વરૂપ જાણતો નથી તે જીવ તે પ્રત્યે તદ્દન બેદરકાર રહે છે, દત્તચિત્ત રહેવા પ્રયત્ન પણ કરતો નથી. તે તો માત્ર ઘરબાર માટેજ પ્રયત્ન કરે છે. પરસ્પર લડાઇ ઝગડા કરાવવાવાળા કાર્યોમાંજ મગ્ન રહે છે અને પાપ ઉત્પન્ન કરાવવાળા કાર્યોમાં પણ મગ્ન રહે છે. આથી મહાપાપને ભાગી બને છે. તેનું ફળ ભોગવવા માટે આ અત્યંત દુઃખમય સંસારમાં પરિભ્રમણ કરવું પડે છે. સજ્જન પુરુષ આવા પાપરૂપ કાર્યો માટે પ્રયત્ન કરતા નથી, જેથી તેમને સંસાર સમુદ્રમાં પરિભ્રમણ કરવું પડતું નથી. તે તો માત્ર આત્મિક શુદ્ધિમાંજ લીન રહે છે, અને મોક્ષપદ પ્રાપ્ત કરે છે.

હવે મૂર્ખ અને જ્ઞાની પુરૂષ કયાં કયાં રહેવાનું ઇચ્છે છે તે કહેવામાં આવે છે—

**प्रश्न—क स्थातुमिच्छति स्वामिन् ! मूर्खः सुज्ञो वद प्रभो !**

હે સ્વામિન્ ! હે પ્રભો ! હવે એટલું કહો કે મૂર્ખ ક્યાં રહેવાનું ઇચ્છે છે અને જ્ઞાની કયાં રહેવાનું ઇચ્છે છે.

उत्तर—**देहेपि तिष्ठाम्यहमेव नाके जले स्थले खे भुवने वनादौ ।**
**सदेति मूर्खो हृदि मन्यमानो भ्रमत्यवश्यं विषमे भवाब्धौ ॥१८७॥**
**तिष्ठामि नाहं मलिने च देहे जले स्थले खे भुवने स्मशाने ।**
**तिष्ठामि सुज्ञश्च चिदात्मरूपे स्वीयप्रदेशेऽखिलदोषदूरे ॥१८८॥**

**અર્થ**—આત્મસ્વરૂપ ન જાણવાવાળો અજ્ઞાની પુરૂષ હમેશા એજ ભાવના કરે છે કે હું ભલે સ્વર્ગમાં રહું, ભલે જળમાં રહું, ભલે પૃથ્વીપર રહું, ભલે આકાશમાં રહું, ભલે વનમાં રહું અને ભલે કોઇ રાજભુવનમાં રહું, પરંતુ હું તો માત્ર શરીરમાંજ રહું શરીર છોડીને કોઇ જગાએ રહું નહિ. આવા પ્રકારની ભાવનાને લીધેજ તે સંસાર સમુદ્રમાં પરિભ્રમણ કરે છે. પરંતુ આત્મસ્વરૂપ જાણવાવાળો જ્ઞાની જીવ પૂર્વોક્ત સર્વ જગાએ રહેવાનું ઇચ્છે છે. માત્ર શરીરમાં રહેવાનું ઇચ્છતો નથી. મુખ્યત્વે તો તે જીવ આત્માના પ્રદેશોમાંજ રહેવાનું ઇચ્છે છે.

**ભાવાર્થ**—આત્મસ્વરૂપ ન જાણનાર પુરૂષ શરીર ઉપર મમત્વભાવ કેલવેજ જાય છે. તેનું મુખ્ય કારણ તપાસીએ તો માલુમ પડે છે કે તે પુરૂષ શરીર અને આત્માને એકરૂપ માને છે. તેથી તે શરીરને છોડવા માટે ઇચ્છા કરતો નથી. પરંતુ આત્મસ્વરૂપ જાણનાર પુરૂષ આત્મા અને શરીર અલગ છે તે સારીપેઠે સમજે છે અને શરીરને આત્મા માટે દુઃખદાયી સમજે છે. આથી શરીર ઉપરથી મમત્વભાવ દૂર કરી માત્ર ચિદાનંદ સ્વરૂપમાંજ લીન થવા માટે પ્રયત્ન કરે છે તે સમજે છે કે શરીર ઉપર મમત્વભાવ રાખવાથી નરકગતિમાં ભ્રમણ કરવું પડે છે અને આત્મામાં લીન રહેવાથી સર્વ પાપમાંથી દૂર રહી શકાય છે. આથી ભવ્યજીવોએ શરીર ઉપરથી મમત્વભાવ દૂર કરી માત્ર આત્મામાંજ લીન થવું જોઇએ જેથી મોક્ષ સુખની પ્રાપ્તિ થાય.

**હવે મૂર્ખ અને જ્ઞાની પુરૂષ શાની શાની શુદ્ધિ કરે છે તે કહેવામાં આવે છે—**

प्रश्न—**कस्य शुद्धिं करोत्येव मूर्खः सुज्ञो गुरो वद ?**

હે પ્રભો ! મૂર્ખ અને જ્ઞાની શાની શાની શુદ્ધિ કરે છે તે કહો.

उत्तर—**त्यक्त्वात्मशुद्धिं यतते यथेष्टं स्वतत्त्वशून्यस्तनुशुद्धिहेतोः ॥**

**यथान्यवस्त्रादिविशुद्धहेतोस्त्यक्त्वा स्ववस्त्रं रजकः प्रमूढः ॥१८९॥**

**त्यक्त्वेति सुज्ञस्तनुशुद्धिमेव निजात्मशुद्धिं स्वकृतिं करोति ।**

**यतिर्यथा बाह्यसुखं विहाय स्वसौख्यहेतोर्यतते प्रवीरः ॥१९०॥**

**અર્થ**—જેવીરીતે મૂર્ખ ધોબી પોતાના વસ્ત્ર શુદ્ધ કરતો નથી અને પારકાં વસ્ત્ર શુદ્ધ કરે છે તેવીરીતે આત્મજ્ઞાન-વિહીન પુરૂષ આત્મશુદ્ધિ માટે પ્રયત્ન કરતો નથી અને શરીરજ કે જે પોતાનું નથી તેને શુદ્ધ કરવાનો પ્રયત્ન કરે છે. પરંતુ જેવીરીતે ધીરવીર મુનિરાજ પોતાના આત્મસ્વરૂપમાંજ લીન રહે છે અને આત્મશુદ્ધિ માટે પ્રયત્ન કરે છે તેવીજરીતે આત્મ-જ્ઞાની પુરૂષ શરીરની શુદ્ધિનો ત્યાગ કરે છે અને આત્મા શુદ્ધ કરવા માટે પ્રયત્ન કરે છે.

**ભાવાર્થ**—શરીર એ અત્યંત અપવિત્ર વસ્તુ છે. શરીર એ હાડકાં, મલમૂત્ર, રજવીર્ય, માંસ, લોહી, પરૂ વગેરે અત્યંત દુર્ગંધમય અને અપવિત્ર વસ્તુઓનું બનેલું છે. એવા શરીરને અનંતવાર શુદ્ધ કરવાનો પ્રયત્ન કરવા છતાં પવિત્ર થઈ શકતું નથી. આ શરીર એટલું બધું અપવિત્ર છે કે આત્મા શરીરમાંથી નીકલી ગયા પછી મુડદાને સ્પર્શ કરનાર મનુષ્ય સ્નાન કર્યા સિવાય શુદ્ધિ થઈ શકતો નથી. મુડદાની રાખ પણ સ્પર્શ્ય મનાતી નથી. એવું શરીર કયાંથી શુદ્ધ થઈ શકે ? તોપણ આ સંસારી જીવ શરીર શુદ્ધિ માટે યથાગ પ્રયત્ન કરે છે. પરંતુ શરીરશુદ્ધિ માટે પ્રયત્ન કરવો તે વ્યર્થ છે. આત્મા શરીરના સંબંધથી મલીન થાય છે આત્માનો શરીરથી સંબંધ છૂટવાથી આત્મા શુદ્ધબુદ્ધ પરમાત્મા થઈ શકે છે. માટે ભવ્યજીવોએ શરીર ઉપરથી મમત્વભાવ છોડી દેવો જોઈએ અને મોક્ષ મેળવવા પ્રયત્ન કરવો જોઈએ.

**હવે જ્ઞાની કયાં સંતોષ પામે છે અને અજ્ઞાની કયાં સંતોષ પામે છે તે કહેવામાં આવે છે—**

प्रश्न—क्व तुष्यति गुरो मूर्खः सुज्ञो मे साम्प्रतं वद ?

હે ગુરો ! જ્ઞાની અને મૂર્ખ કયાં સંતોષ પામે છે તે કૃપા કરીને કહો.

उत्तर—**मूर्खः सदा तुष्यति कामभोगे ह्यार्द्रो प्रिये वै कटुके फलान्ते ।**

**कुरक्तपाने च यथा जलौका यथैव धूर्ता परपीडने च ॥१९१॥**

**आद्यन्तमध्येपि सुधासमाने सुखप्रदे ज्ञानमये स्वभावे ।**

**सुज्ञः सदा तुष्यति दिव्यधाम्नि यथैव हंसस्सरसश्च तोये ॥१९२॥**

**અર્થ**—જેવીરીતે જરોઇ ગંદુ લોહી પીવાથી સંતોષ માને છે અને ગાંડો માણસ બીજાને દુઃખ આપવાથી સંતોષ માને છે તેવીરીતે આત્મજ્ઞાનવિહીન પુરૂષ સેવન કરતા સારા લાગવાવાળા અને ફળ આપવામાં અત્યંત દુઃખ આપવાવાળા એવા કામ ભોગોમાંજ હમેશા સંતુષ્ટ રહે છે. તથા જેવીરીતે હંસ મહા સરોવરના જલથીજ સંતુષ્ટ રહે છે તેવીરીતે આત્મ-સ્વરૂપ જાણવાવાળો પુરૂષ સર્વ સમયે, સર્વ સ્થળે, અમૃત સમાન સુખ આપવાવાળા તથા કેવલજ્ઞાનમય દિવ્ય જ્યોતિના સ્થાન-રૂપ પોતાના જ્ઞાનમય સ્વભાવમાંજ હમેશા સંતુષ્ટ રહે છે.

**ભાવાર્થ**—જેવીરીતે જરોઇને સ્તન ઉપર લગાવવામાં આવે તોપણ તે દૂધ ન પીતાં લોહીજ પીવા માંડે છે. કોઇ કઠોર હૃદયી પુરૂષને કોઇ સુંદર બાલકને ખાવાપીવામાં સહાય કરવા માટે રાખવામાં આવે તો તે મૂર્ખ માણસ તે બાલકને રડાવવામાંજ આનંદ માને છે તેવીરીતે આત્મસ્વરૂપ ન જાણવાવાળો પુરૂષ હમેશા કામભોગોમાંજ મગ્ન રહે છે. પરંતુ કામ-ભોગ તે ક્ષણે તો સુખમય લાગે છે પરંતુ વાસ્તવિક રીતે તો તે સુખાભાસ છે. ખરૂં સુખ નથી. તેથી તો નરકાદિકનાં ઘોરા-તિઘોર દુઃખ સહન કરવાં પડે છે. તેમાં સંતોષ માનવો તે આત્માને અહિતકર છે, આત્માનું હિત અથવા આત્માનું સુખ તો આત્માના જ્ઞાનમય સ્વભાવમાંજ છે, તથા આત્માનો જ્ઞાનમય સ્વભાવજ સુખ આપવાવાળો છે. તેથી ભવ્યજીવોએ કામ-ભોગોનો ત્યાગ કરી નિજ સ્વભાવમાં લીન થવું જોઇએ. એજ સુખનું તેમજ મોક્ષ મેળવવાનું સાધન છે.

**હવે જ્ઞાની અને અજ્ઞાની આત્માને કેવીરીતે જોવા પ્રયત્ન કરે છે તે કહેવામાં આવે છે—**

प्रश्न—**सुज्ञः मूर्खश्च स्वात्मानं दृष्टुं वा यतते कथम् ?**

હે સ્વામિન્ ! આત્માને દેખવા માટે જ્ઞાની કેવીરીતે પ્રયત્ન કરે છે અને અજ્ઞાની કેવીરીતે પ્રયત્ન કરે છે તે કૃપા કરીને કહો.

उत्तर—**वाक्कायचित्तैश्च निजात्मशून्यो दृष्टुं प्रबोद्धुं यतते स्वरूपम् ।**

**तथापि दृष्टुं स्वपदं न बोद्धुं शक्नोत्यबोधात्पतति प्रमादे ॥१९३॥**

**वाक्कायचित्तैर्न निजात्मवेदी ज्ञातुं च दृष्टुं यतते स्वरूपम् ।**

**किन्त्वात्मना चात्मनि चात्मने ह्यात्मानं ततो याति पदं यथार्थम् ॥१९४॥**

**અર્થ**—આત્મસ્વરૂપ ન જાણવાવાળો અજ્ઞાની પુરૂષ અજ્ઞાનતાને લીધે મન, વચન કાયથી આત્માનું સ્વરૂપ જાણવા તેમજ જોવા પ્રયત્ન કરે છે. પરંતુ મન, વચન કાયના પ્રયત્નથી આત્માને જાણી તેમજ જોઇ શકતો નથી. એથી તો તે માત્ર પ્રમાદમાંજ પડે છે. આત્માનું સ્વરૂપ જાણવાવાળો જ્ઞાની પુરૂષ આત્માનું સ્વરૂપ મન, વચન અને કાયના પ્રયત્નથી જાણવા તેમજ જોવા પ્રયત્ન કરતો નથી. તે તો માત્ર પોતાનાજ આત્માવડે, પોતાનાજ આત્મામાં, પોતાનાજ આત્મા માટે પોતાનાજ આત્માને જાણવા તેમજ જોવાનો પ્રયત્ન કરે છે અને આથી તે પોતાના મોક્ષરૂપી યથાર્થ પદની પ્રાપ્તિ કરી લે છે.

**ભાવાર્થ**—આત્માનુ યથાર્થ સ્વરૂપ અમૂર્ત ( મૂર્તિરહિત ) છે. તેમાં સ્પર્શ, રૂપ, રસ, ગંધ વગેરે ઇન્દ્રિયોથી જાણવા યોગ્ય ગુણ બિલકુલ હોતાજ નથી. રૂપ, રસ, ગંધ, વર્ણ વગેરે ગુણો પુદ્ગલનાજ છે. આથી પુદ્ગલજ ઇન્દ્રિયોવડે જાણી તેમજ જોઇ શકાય છે. આત્મા પુદ્ગલ નથી આથી તે ઇન્દ્રિયોવડે જાણી તેમજ જોઈ શકાતો નથી. જો કે સંસારી આત્માની સાથે અનેક કર્મ લાગેલાં હોય છે, અને કર્મોનો સમૂહ પુદ્ગલમયજ હોય છે છતાં તે અત્યંત સૂક્ષ્મ હોય છે. આથી તે ઇન્દ્રિયોથી કદીપણ જાણી કે જોઈ શકાતો નથી તેથી આત્માનું આવું યથાર્થ સ્વરૂપ ન જાણવાવાળો પુરૂષજ તે આત્માને ઇન્દ્રિયોથી જાણવાનો પ્રયત્ન કરે છે. જો કે મનથી અમૂર્ત આત્માનો પણ અનુભવ થઇ શકે છે પરંતુ જે પુરૂષ આત્માનું સ્વરૂપ જાણે છે અને જેના આત્મામાં મોહનીય કર્મનો ક્ષયોપશમ થવાથી આત્માને પ્રગટ કરવાવાળો સમ્યગ્દર્શનરૂપી પ્રકાશ પ્રગટ થએલ છે તે પુરૂષજ મનમાં તે અમૂર્ત આત્માનો અનુભવ કરી શકે છે. વાસ્તવિકરીતે તો અમૂર્ત આત્માનું સ્વરૂપ અમૂર્ત આત્માથીજ જાણી શકાય છે. આત્માનું સ્વરૂપ જાણવાવાળો સમ્યગ્દૃષ્ટિ પુરૂષ મન, વચન કાયથી કદીપણ આત્મસ્વરૂપ

જાણવાનો પ્રયત્ન કરતો નથી. તે તો માત્ર આત્માના સમ્યગ્દર્શનમય પ્રકાશથીજ આત્માને જાણવા તેમજ જોવાનો પ્રયત્ન કરે છે અને તે સમ્યગ્દર્શનની સાથેજ પ્રગટ થવાવાળી સ્વાનુભૂતિરૂપ અનુભવથી અથવા સ્વપરભેદ વિજ્ઞાનમય આત્માના યથાર્થ જ્ઞાનથી આત્માને જાણવાનો પ્રયત્ન કરે છે. આત્મસ્વરૂપ જાણી રહ્યા પછી તે પુરૂષ તેને લાગેલ કર્મોનો નાશ કરવા પ્રયત્ન કરે છે અને આવીરીતે આત્માને અત્યંત શુદ્ધ બનાવી મોક્ષ પ્રાપ્ત કરી લે છે. એજ આત્માને **કલ્યાણકારી છે.**

**હવે પોતાના આત્માને નવો જુનો કોણ માને છે તે કહેવામાં આવે છે—**

પ્રશ્ન— **भवाम्यहं नवो जीर्ण इति को मन्यते वद ?**

હે સ્વામિન્ ! હવે એટલું કૃપા કરીને કહો કે હું નવો છું અથવા હું જુનો છું એમ કોણ માને છે.

ઉત્તર—**जीर्णैश्च देहैरहमेव सार्द्धं जातोऽस्मि जीर्णश्च नवैर्नवोऽहम् ।**

**मूर्खो ह्यबोधादिति मन्यमानः प्राप्नोति दुःखं वचसाप्यतीतम् ॥१९५॥**

**देहस्य सार्द्धं न भवामि जीर्णो नवस्तथा नैव भवामि मध्यः ।**

**सुज्ञः स्वबोधादिति मन्यमानः प्राप्नोति सौख्यं च गतांतरायम् ॥१९६॥**

**અર્થ**—શરીર જીર્ણ બને એટલે હું જીર્ણ બન્યો છું, તથા શરીર નવું બનતાં હું નવો થયો છું એમ પોતાના આત્માને જી અથવા નવીન તો તેજ માને છે કે જે આત્માના સ્વરૂપને જાણતો ન હોય. આત્માના સ્વરૂપને ન જાણવારૂપી અજ્ઞાનને લીધેજ એ એમ માને છે અને વચનથી પણ મહાદુઃખો વહોરી લે છે. પરંતુ પોતાના આત્માના સ્વરૂપને જાણનાર જ્ઞાની પુરૂષ આત્માનું યથાર્થ જ્ઞાન ધરાવતો હોઇ, એમ માને છે કે શરીર જીર્ણ બનતાં હું જીર્ણ થઈ શકતો નથી અથવા નવીન બનતાં હું નવો થઇ શકતો નથી, અથવા શરીરની મધ્યમ અવસ્થા હોતાં હું મધ્યમ થઇ શકતો નથી. એમ યથાર્થ જ્ઞાનને લીધે જેમાં કોઇ પ્રકારનો અંતરાય વિઘ્ન નથી એવું આત્મજન્ય અનંતસુખ પ્રાપ્ત કરે છે. ॥૧૧૭॥

**ભાવાર્થ**—વાસ્તવિકરીતે આ આત્મા અજર, અમર છે. અનાદિકાલથી એની સાથે કર્મ લાગેલાં છે અને તેથીજ તે અજ્ઞાની થયો છે. એ અજ્ઞાનને કારણે પ્રતિક્ષણે નવાં નવાં કર્મનો બંધ કરતોજ જાય છે, અને પહેલાના બંધાએલ કર્મોની નિર્જરા કરતો જાય છે. તથા એ કર્મોનો જેવો ઉદય હોય એ પ્રમાણે નવાં નવાં શરીર ધારણ કરે છે, અને ઇન્દ્રિય-

જન્ય સુખ કે દુઃખ ભોગવે છે. મનુષ્ય આયુકર્મના ઉદયથી જ્યારે આ જીવ મનુષ્ય શરીર ધારણ કરે છે ત્યારે સંસારીજીવ અજ્ઞાનતાવશાત્ શરીર નવું થતાં આત્માને પણ નવો સમજી લે છે, જ્યારે શરીર કિશોર કે યુવાવસ્થા ધારણ કરે છે ત્યારે તે પોતાના આત્માને પણ કિશોર કે યુવાવસ્થા ધારણ કરતો માને છે, અને શરીર જીર્ણ થતાં આત્માને પણ જીર્ણ થતો માને છે. આમ આયુ પૂર્ણ થતાં જ્યારે શરીર નાશ પામે છે, ત્યારે સંસારીજીવ પોતાના આત્માને મરેલ સમજે છે. આ બધી તેની સત્વ ભૂલ અને અજ્ઞાન છે. શરીર નષ્ટ પામતાં આત્મા બીજા શરીરમાં પ્રવેશ કરે છે, તો એને મરેલ કહી શકાયજ નહિ. તથા જેમ શરીર નષ્ટ પામતાં આત્માને મરેલ કહી શકાય નહિ તેમ શરીર ઉત્પન્ન (નવું) થતાં પણ આત્માને નવો કહી શકાય નહિ. આમ એ સ્વયંસિદ્ધ છે કે શરીર નવું, જુનું થતાં આત્મા નવો જુનો થતો નથી અને કદાપી મરતો પણ નથી. આત્મા શરીરથી સર્વથા ભિન્ન છે, અને જ્ઞાન સુખમય છે. આ જ્ઞાનસુખ કર્મોથી ઢંકાએલ છે. આથી કર્મોના નાશ થતાં જ્ઞાન અને સુખ પૂર્ણપણે પ્રગટે છે, અને કદાપિ એ નાશ પામતાં નથી એને મોક્ષ કહે છે.

**હવે તત્વોનું સ્વરૂપ જ્ઞાની અને અજ્ઞાની કેવીરીતે માને છે તે કહેવામાં આવે છે—**

પ્રશ્ન—**मूर्खश्च मन्यते तत्त्वं कथमज्ञश्च मन्यते ।**

હે ભગવન્ ! મૂર્ખ પુરૂષ તત્વોનું સ્વરૂપ કેવીરીતે માને છે અને જ્ઞાની પુરૂષ કેવીરીતે માને છે તે કૃપા કરીને કહો.

ઉત્તર—**स्यादेकमेवानुपमं हि तत्त्वं मूर्खः कुबोधादिति मन्यमानः ।**

**यथार्थतत्त्वेन विवंचितः कौ जडस्वरूपो भवति स्वयं सः ॥१९७॥**

**तत्त्वं प्रणीतं चिदचित्प्रभेदात्सुखप्रदं वै द्विविधप्रकारम् ।**

**ज्ञात्वेति चैवं हृदि मन्यमानः स्वजीवतत्त्वे रमते विशुद्धे ॥१९८॥** ॥११८॥

**અર્થ**—આત્માના સાચા સ્વરૂપને ન ઓળખનાર અજ્ઞાની પુરૂષ અજ્ઞાનદ્વારા એમ માને છે કે આ સંસારમાં એક હુંજ ઉપમારહિત તત્વ છું. મારા સિવાય બીજું કોઈ છેજ નહિ. એ પ્રમાણે તે તત્વોના યથાર્થ સ્વરૂપથી વંચિત રહીને પોતે જડ સ્વરૂપ બની જાય છે. પરંતુ જે પુરૂષ આત્માના યથાર્થ સ્વરૂપને જાણે છે એ સમજે છે કે ચૈતન્ય અને જડ એવા ભેદથી બે પ્રકારનાં તત્વ કહેલાં છે. આમ બંનેનું સ્વરૂપ સમજીને પોતાના શુદ્ધ આત્મામાં મગ્ન બને છે.

**ભાવાર્થ**—આ સંસારમાં બે પ્રકારનાં તત્વ કહેલાં છે. એક ચેતન અને બીજું જડ. જીવ તત્વ ચેતનરૂપ તત્વ છે અને બાકી બધું અચેતન તત્વ છે. જેમાં જ્ઞાન, દર્શન ગુણ હોય એને ચેતન કહે છે. એ જ્ઞાન દર્શન જીવમાં છે, જીવ સિવાય બીજા કોઇપણ પદાર્થમાં હોતો નથી. જ્ઞાન દર્શન આત્માનો સ્વભાવ છે. પરંતુ એ જ્ઞાન દર્શન કર્મોથી ઢંકાએલ છે. કર્મ અચેતન છે. જ્યારે આ જીવ ક્રોધાદિક કષાય ઉત્પન્ન કરે છે ત્યારે તેના આત્માની સાથે સંસારમાં ફેલાએલ કર્મવર્ગણાઓ મળે છે અને એજ કર્મવર્ગણાઓ ઉદય પામતાં ફળ આપે છે. એ કર્મવર્ગણાઓ અષ્ટકર્મરૂપ પરિણામે છે અને પછી એ આઠે કર્મ પોતપોતાના નામ અનુસાર ફળ આપે છે. જ્ઞાનાવરણ જ્ઞાનને ઢાંકે છે, દર્શનાવરણ દર્શનને ઢાંકે છે, મોહનીય આત્મામાં મોહ ઉત્પન્ન કરાવે છે, વેદનીય કર્મ ઇન્દ્રિયનાં સુખદુઃખોનો અનુભવ કરાવે છે, આયુ કર્મ આ જીવને શરીરમાં રોકી રાખે છે નામકર્મથી શરીરની રચના થાય છે, ગોત્ર કર્મથી ઉચ્ચ નીચતા આવે છે અને અંતરાય કર્મ કાર્યમાં વિઘ્ન નાખે છે. આ પ્રમાણે આઠે કર્મો આ જીવને દુઃખ દે છે. જે જીવ આત્મા અને કર્મ બંનેના સ્વરૂપને સમજતો નથી, તે શરીરનેજ આત્મા લેખે છે. અને એ પ્રમાણે પોતાના અજ્ઞાનદ્વારાજ પોતેજ અચેતન અથવા જડરૂપ બને છે. પરંતુ જે પુરૂષ એ બંનેના યથાર્થ સ્વરૂપને જાણે છે તે આત્માની સાથે લાગેલાં કર્મોનો દુઃખદાયી માને છે અને તેથી તે કર્મોના નાશ કરી આત્મશુદ્ધિ માટે પ્રયત્ન કરે છે. સૌથી પહેલાં તે કષાયોનો નાશ કરી આવતાં કર્મ રોકે છે અને પછી ધ્યાનરૂપ તપશ્ચરણદ્વારા પહેલાંના સંચિત કર્મોનો નાશ કરે છે. આમ તે સર્વ કર્મોનો નાશ કરી મોક્ષ પ્રાપ્ત કરે છે. અને આત્મજન્ય અનંતસુખમાં લીન રહે છે.

**હવે જ્ઞાની ભ્રમણ કરતો નથી અને અજ્ઞાની કરે છે તેનુ કારણ બતાવવામાં આવે છે—**

**प्रश्न—शठो भ्रमति संसारे कथं सुज्ञो न वा प्रभो !**

હે પ્રભો ! અજ્ઞાની પુરૂષ પરિભ્રમણ શા માટે કરે છે અને જ્ઞાની પુરૂષ કેમ કરતો નથી તે કૃપા કરીને કહો.

**उत्तर—मूर्खो न बुध्वा चिदचित्प्रभेदं स्वच्छन्दरीत्याखिलवस्तु मत्वा ।**
**सन्मार्गमूढो हतधर्मकर्मा भ्रमत्यवद्यं च भवार्णवे हि ॥१९९॥**
**अजीवतत्त्वं भुवि पंचधा स्यात् स्वचिन्हतश्चैव च मन्यमानः ।**
**ज्ञानी सदा ज्ञानमयः सुखाब्धिः मत्वेति तृप्तश्च निजस्वभावे ॥२००॥**

॥૧૧૯॥

**અર્થ**—આત્માના સ્વરૂપને ન જાણનાર અજ્ઞાની પુરૂષ તત્વોના ચેતન, જડ આદિ ભેદોને તો જાણતો નથી, કેવળ પોતાની ઇચ્છા મુજબ બધા તત્વોનાં સ્વરૂપ સમજી લે છે. આથી તે મોક્ષના શ્રેષ્ઠમાર્ગથી ભ્રષ્ટ રહે છે, ધર્મ કર્મને છોડી દે છે અને આ સંસારસાગરમાં અચૂક પરિભ્રમણ કરે છે. પરંતુ આત્માને જાણનાર જ્ઞાની પુરુષ પોતપોતાના ચિન્હોથી તત્વોના સ્વરૂપ ભિન્નભિન્ન માને છે. તે આત્માના સ્વરૂપને જ્ઞાનમય અને સુખસાગર માને છે તથા અજીવ તત્વના પાંચ ભેદ માને છે. આમ તે ભિન્નભિન્ન તત્વોનુ સ્વરૂપ ભિન્ન ભિન્ન માને છે, અને એથી તે પોતાના જ્ઞાનમય આત્મસ્વભાવમાં સદા લીન રહે છે.

**ભાવાર્થ**—તત્વોના મુખ્ય બે ભેદ છે. એક જીવ તત્વ અને બીજું અજીવ તત્વ. એમાં જીવ તત્વ અનંત જ્ઞાનમય અને અનંત સુખમય છે. સંસારી જીવોનું એ અનંતજ્ઞાન અને અનંતસુખ કર્મોથી ઢંકાએલ છે. જ્યારે આ જીવ કષાયથી અલગ રહી આત્મલીન બની જાય છે અને સર્વ કર્મોને સર્વથા ઉચ્છેદે છે, ત્યારે આત્મા પરમાત્મા બને છે અને એ વખતે તેનું અનંતજ્ઞાન અને અનંતસુખ પ્રગટ થાય છે અને તે અનંતકાળસુધી વિદ્યમાન રહે છે. બીજા અજીવ તત્વના પાંચ ભેદ છે. પુદ્ગલ, ધર્મ, અધર્મ, આકાશ અને કાળ જેમાં રૂપ, રસ, ગંધ, વર્ણ અને સ્પર્શ હોય તેને પુદ્ગલ કહે છે, એના સૌથી નાના પરમાણુને ખંડ કહે છે. પરમાણુ અત્યંત સૂક્ષ્મ અથવા સૂક્ષ્મસૂક્ષ્મ છે. બે ચાર સંખ્યાત અસંખ્યાત અનંત પુદ્ગલ પરમાણુઓના સમૂહને સ્કંધ પુદ્ગલ કહે છે. સ્કંધ પણ સૂક્ષ્મસ્થૂલના ભેદથી બે પ્રકારના છે. કર્મવર્ગણા વગેરે સૂક્ષ્મ પુદ્ગલ છે તથા પત્થર, માટી વગેરે જે દેખવામાં આવે છે તે બધા સ્થૂલ પુદ્ગલ છે. શબ્દ પણ પુદ્ગલ છે. પુદ્ગલના અનેક ભેદ છે. જીવ અને પુદ્ગલ એ બંને તત્વોમાં ચાલવાની શક્તિરૂપ છે. જે સમસ્ત પદાર્થોને રહેવાને સ્થાન આપે છે તેને આકાશ કહે છે. તેના પણ બે ભેદ છે. એક લોકાકાશ અને બીજો અલોકાકાશ. જે આકાશમાં સમસ્ત પદાર્થ રહે છે તેને લોકાકાશ કહે છે અને લોકાકાશની બહાર અનંત આકાશ અલોકાકાશ કહેવાય છે. લોકાકાશમાં ધર્મ અને અધર્મ દ્રવ્યો ભરેલાં છે. બંને દ્રવ્ય અમૂર્ત અને અખંડ છે. એમાંથી ધર્મદ્રવ્ય જીવ પુદ્ગલને ચાલવામાં મદદ કરે છે, અને અધર્મદ્રવ્ય જીવ પુદ્ગલને થોભવામાં મદદ કરે છે. જ્યાંલગી ધર્મ અધર્મ દ્રવ્યો છે ત્યાંલગી લોકાકાશ છે. આ લોકાકાશના એક એક પ્રદેશ પર એક એક કાળનો અણુ છે. એમાંથી એની યથાર્થરૂપ કાળનો સૌથી નાનો ભાગ ઉત્પન્ન થાય છે, અસંખ્યાત સમયની આવલી હોય છે તથા એ આવલીમાંથી કલાક ઘડી, પળ, સેકંદ વગેરે સમય થાય છે. આ સમય સમસ્ત પદાર્થોના સ્વરૂપનું પરિવર્તન કરાવે છે. આ પ્રમાણે અત્યંત સંક્ષેપમાં જીવ અજીવ તત્વો કહ્યાં છે. એ બધાનાં સ્વરૂપ સમજીને પોતાની બુદ્ધિને યથાર્થ બનાવવી જોઇએ. પુદ્ગલાદિક ત્યાજ્ય પદાર્થોનો ત્યાગ કરવો જોઇએ. કર્મોનો નાશ કરી મોક્ષપ્રાપ્તિ કરી લેવી જોઇએ. એ આત્માના

અનંતસુખનું સાધન છે. જે પુરૂષ આ સમસ્ત તત્વોના સ્વરૂપને સમજતો નથી તે ત્યાજ્ય પદાર્થોનો ત્યાગ પણ કરી શકતો નથી, તેથી કર્મોનો નાશ પણ કરી શકતો નથી. અને તેથીજ તે સંસારમાં પરિભ્રમણ કર્યા કરે છે. એથી તે પરિભ્રમણમાંથી બચવા માટે આત્મામાં લીન બની કર્મધ્વંસ કરવો જોઇએ, જેથી અનંતસુખ મળે. તેજ ભવ્યજીવનું કર્તવ્ય છે.

**હવે તત્વોને જાણી જ્ઞાની અને અજ્ઞાની શું કરે છે તે કહેવામાં આવે છે—**

પ્રશ્ન—**ज्ञानन्नजानन् तत्त्वं च सुज्ञो मूर्खः करोति किम् ?**

હે સ્વામિન્! તત્વોને જાણી જ્ઞાની અને અજ્ઞાની શું કરે છે તે કૃપા કરીને કહો.

ઉત્તર—**अज्ञानमानो वरसप्ततत्त्वं वा तत्स्वरूपं च यथास्थितं को ।**
**मूर्खः सदा क्लिश्यति सौख्यहेतोस्तथापि दुःखी भवतीह दीनः ॥२०१॥**
**ज्ञानीति जानन् वरसप्ततत्त्वं वा तत्स्वरूपं सुखशान्तिमूलम् ।**
**तृप्तः स्वतत्त्वे हि शुभे तटस्थ-स्तथापि साम्राज्यमती सपीपा ॥२०२॥**

**અર્થ**—આત્મસ્વરૂપ નહિ જાણનાર અજ્ઞાની પુરૂષ પોતાના શરીરમાં રહેલ સાતે તત્વોને જાણતો તો નથી, પણ તેમના સ્વરૂપને ઓળખતો પણ નથી. તત્વોના સ્વરૂપને ન જાણતાં કેવળ સુખ માટે અનેક પ્રકારનો કલેશ સહન કરે છે, તોપણ આ સંસારમાં તે ગરીબ બની દુઃખીજ બને છે. પરંતુ આત્મસ્વરૂપ જાણનાર જ્ઞાની પુરૂષ સાતે તત્વોને જાણી લે છે, સુખ શાંતિના કારણભૂત એના સ્વરૂપને પણ જાણી લે છે અને પોતાના શુભ આત્મતત્વમાં તૃપ્ત રહે છે. જો કે તે બીજા સમસ્ત તત્વોમાં ઉદાસીનતા ધારણ કરી લે છે તોપણ મોક્ષરૂપી સામ્રાજ્યલક્ષ્મી પોતેજ એની પાસે આવે છે.

**ભાવાર્થ**—જીવ, અજીવ, આશ્રવ, બંધ, સંવર, નિર્જરા અને મોક્ષ એવા ભેદથી સાત તત્વો છે. એમાંથી જીવ અજીવનું સંક્ષિપ્ત વર્ણન પહેલા શ્લોકમાં કર્યું છે. કષાયોના નિમિત્તથી જે કર્મવર્ગણાઓ આત્માની સાથે મલવા સન્મુખ થાય છે એને આશ્રવ કહે છે અથવા કર્મોનું આવવું તે આશ્રવ છે. એ કર્મવર્ગણાઓનું આત્માની સાથે મળી જવું તેને બંધ કહે છે. ઉત્તમ ક્ષમા, માર્દવ આદિથી આશ્રવને રોકી દેવો તેને સંવર કહે છે, પૂર્વસંચિત કર્મોનો એકદેશ ક્ષય થવો નિર્જરા

છે, અને સમસ્ત કર્મોનો ક્ષય થવો મોક્ષ છે. જે પુરૂષ આ સાતે તત્વોને યથાર્થરીતે ગ્રહણ કરે છે, અથવા પ્રથમ તેનું સ્વરૂપ સમજી લે છે તો પુરૂષ આશ્રવ બંધને નષ્ટ કરી સંવર અને નિર્જરા ગ્રહણ કરે છે. સંવરથી આવતાં કર્મ રોકે છે અને નિર્જરાથી પર્વસંચિત કર્મોનો વ્યય કરે છે. આમ તે સર્વ કર્મોને સર્વથા નષ્ટ કરી મોક્ષ પામે છે આ સંસારમાં મોક્ષ તત્વ પ્રાપ્ત કરવામાંજ મનુષ્ય જન્મની સાર્થકતા છે. જે પુરૂષ આ સાતે તત્વોને જાણતો નથી તે નતો આશ્રવ બંધથી આત્માને બચાવે છે, ન તો કર્મોનો નાશ કરી આત્માની અનંત જ્ઞાનમય, અને અનંત સુખમય વિભૂતિ પ્રાપ્ત કરી શકે છે. એથી તે સુખની વાંચ્છાએ પ્રયત્ન કરવા છતાંપણ યથાર્થ સુખથી વંચિત રહે છે, તથા ઇન્દ્રિયજન્ય સુખને સુખ માની એમાં મગ્નશીલ રહે છે, એના માટે વિધવિધ પાપ કરે છે અને પાપોથી તીવ્ર કર્મનો બંધ કરી સંસારસાગરમાં સદાકાલ પરિભ્રમણ કરે છે. આથી ભવ્યજીવોએ આ સાતે તત્વોનું સ્વરૂપ જાણી. આશ્રવાદિક હેય પદાર્થનો ત્યાગ કરી, મોક્ષાદિ ઉપાદેય તત્વોને પ્રાપ્ત કરી આત્મકલ્યાણ કરવુ જોઇએ.

**હવે જ્ઞાની અને અજ્ઞાની કોના માટે પ્રયત્ન કરે છે તે કહેવામાં આવે છે—**

પ્રશ્ન—**किमर्थं यतते मूर्खः सुज्ञो वा वद मे प्रभो ?**

હે પ્રભો, કૃપા કરી એટલું સમજાવો કે જ્ઞાની પુરૂષ શાને માટે પ્રયત્ન કરે છે અને અજ્ઞાની પુરૂષ શાને માટે પ્રયત્ન કરે છે

ઉત્તર— **प्रवृत्तिमार्गं च निवृत्तिमार्गं मूर्खो न जानाति निजस्वरूपम् ॥**
**प्रवृत्तिमार्गस्य च दुःखदस्य प्रवर्द्धनार्थं यततेऽथ नित्यम् ।२०३॥**
**प्रवृत्तिमार्गं च निवृत्तिमार्गं ज्ञानीति जानन् स्वपदं यथावत् ॥**
**प्रवृत्तिमार्गं यतते विहाय निवृत्तिमार्गेण शिवं च गन्तुम् ॥२०४॥**

**અર્થ**—આત્માના સ્વરૂપને ન જાણનાર અજ્ઞાની પુરુષ ન તો પ્રવૃત્તિમાર્ગને જાણે છે, ન નિવૃત્તિ માર્ગને જાણે છે, અથવા ન આત્મસ્વરૂપને જાણે છે. એથી તે અત્યંત દુઃખદાયક પ્રવૃત્તિમાર્ગની વૃદ્ધિ કરવા માટે સદા પ્રયત્ન કર્યા કરે છે. પરંતુ આત્માનું સ્વરૂપ જાણનાર જ્ઞાની પુરૂષ પ્રવૃત્તિ માર્ગનું પણ સ્વરૂપ જાણે છે અને નિવૃત્તિમાર્ગનું પણ સ્વરૂપ જાણે છે, અને આત્માનું યથાર્થ સ્વરૂપ પણ જાણે છે. એથી તે પ્રવૃત્તિમાર્ગને છોડીને નિવૃત્તિ માર્ગદ્વારા મોક્ષ પામવા પ્રયત્ન કરે છે

**ભાવાર્થ**—જે કર્મોમાં મન, વચન, કાય અને ઇન્દ્રિયોની પ્રવૃત્તિ હોય એ કાર્યો કરવાં એ પ્રવૃત્તિમાર્ગ કહેવાય સંસારનાં જેટલાં કાર્ય છે તે બધાં પ્રવૃત્તિમાર્ગરૂપ છે. તથા જે કાર્યોમાં મન, વચન, કાય અને ઇન્દ્રિયોની વૃત્તિ રોકાય એ કાર્યો કરવાં તે નિવૃત્તિમાર્ગ છે. ગુપ્તિ સમિતિ આદિ જેટલાં તપ છે એ બધું નિવૃત્તિમાર્ગ કહેવાય. પ્રવૃત્તિમાર્ગથી આસ્રવ બંધ થાય છે અને નિવૃત્તિમાર્ગથી સંવર નિર્જરા થાય છે. ઉપર લખવા મુજબ એ બરોબર સિદ્ધ થાય છે કે પ્રવૃત્તિમાર્ગ સંસારમાં પરિભ્રમણનું સાધન છે અને નિવૃત્તિમાર્ગ સાક્ષાત્ મોક્ષનું સાધન છે. મોક્ષપ્રાપ્તિ નિવૃત્તિમાર્ગથીંજ થાય છે. પ્રવૃત્તિમાર્ગથી કદાપિ, કોઇપણ કાળે, મોક્ષપ્રાપ્તિ થઈ શકતીજ નથી. એથી તેનાં યથાર્થ સ્વરૂપ જાણી પ્રવૃત્તિમાર્ગનો ત્યાગ કરવો જોઇએ અને નિવૃત્તિમાર્ગ ધારણ કરી મોક્ષ પ્રાપ્ત કરી આત્મકલ્યાણ કરવું જોઇએ.

**હવે આત્મામાં સંતુષ્ટ રહેનાર જીવ બીજાઓની સાથે બાતચીત કરે છે કે નહિ તે કહેવામાં આવે છે—**

પ્રશ્ન—**સ્વાત્મતુષ્ટः परैः सार्द्धं ब्रवीति मे न वा वद ?**

હે સ્વામિન્ ! પોતાના આત્મામાં સંતુષ્ટ રહેનાર બીજાઓ સાથે બાતચીત કરે છે કે નહિ તે કૃપા કરીને કહો.

ઉત્તર—**धर्मोप्यधर्मोस्ति नभोऽपि कालस्तत्त्वादजीवो भुवि पुद्गलोपि ।**
**नाहं ह्यजीवोऽस्मि यथार्थदृष्ट्या चिन्मात्रमूर्तिः स्वपदेस्मि गुप्तः ॥२०५॥**
**तस्नैव भिन्नाश्च मदन्यजीवास्ततः प्रभो केन समं ब्रवीमि ।**
**विचार्य चैवं हि पुनः पुनश्च श्रीकुन्थुसिंधुर्वरसूरिरेव ॥२०६॥**
**स्वानन्दतुष्टोऽखिलविश्वबन्धुः सुखप्रदे स्वात्मचतुष्टये हि ।**
**बभूव पूते स्वपदे सुगुप्तो भानुः प्रभायामिव भव्यबंधुः । ०७॥**

॥१२३॥

**અર્થ**—આ સંસારમાં ધર્મ, અધર્મ, આકાશ, કાલ અને પુદ્ગલ એ અજીવ પદાર્થ છે. જો યથાર્થરીતે જોઇએ તો મેં ન તો ધર્મદ્રવ્ય છું, ન અધર્મદ્રવ્ય છું, ન આકાશદ્રવ્ય છું. ન કાલદ્રવ્ય છું અને ન પુદ્ગલદ્રવ્ય છું. અ.થી યથાર્થદૃષ્ટિથી

હું અજીવ નથી. હું તો પોતાના આત્મામાં સદાકાલ ગુપ્ત રહેવાવાળો ચૈતન્યમાત્ર મૂર્તિ છું. જેવો હું ચૈતન્યમાત્ર મૂર્તિ છું તેવોજ મારાથી ભિન્ન દેખાતા અન્ય જીવો પણ સર્વ ચૈતન્યમાત્ર મૂર્તિ છે, એ પણ પુદ્ગલ, ધર્મ, અધર્મ આકાશ અને કાલ એ પાંચેરૂપ અજીવ નથી. એથી મારાથી સર્વ ભિન્ન જીવો પણ મારી સમાન ચૈતન્યમય છે એથી હે ભગવન્ ! હું કોની સાથે વાતચીત કરૂં. સંસારમાં જેટલા જીવ છે તે સર્વે ચૈતન્યમય છે, અને પોતપોતાના આત્મામાં ગુપ્ત છે. એથી તેમની સાથે વાતચીત થઇ શકતી નથી, તથાં અજીવ પદાર્થોથી પણ બાતચીત થઈ શકતી નથી. આથી સંસારમાં બીજી કોઈ વસ્તુ બાકી રહી જતી નથી કે જેની સાથે વાતચીત કરૂં. તેથીજ હે ભગવન્ ! હું કોઇની સાથે બાતચીત કરતો નથી. આ વાતને વારંવાર વિચાર કરી, જેમ સૂર્ય પોતાની પ્રભામાં ગુપ્ત રહે છે, તેમ પોતાના આત્મજન્ય આનંદમાં સંતુષ્ટ રહેનાર, વિના કારણ સંસારના સમસ્ત જીવોના બંધુ અને ખાસ કરીને ભવ્યજીવોના બંધુ એવા આચાર્યપ્રવર **શ્રીકુંથુસાગરસ્વામી**-અત્યંત સુખ દેનાર, પરમપવિત્ર અને પોતાના આત્માના અનંત ચતુષ્ટયોથી સુશોભિત એવા પોતાના શુદ્ધ આત્મામાં સદાકાલ ગુપ્તરૂપથી બિરાજમાન રહે છે.

**ભાવાર્થ**—પોતાના આત્મામાં સંતુષ્ટ રહેનાર બીજા કોઇપણ પ્રકારના પદાર્થ સાથે સંબંધ રાખતો નથી. તે તો સદાકાળ આત્મામાંજ લીન રહે છે. એ બીજાઓની સાથે કદાપિ પણ વાતચીત કરતો નથી. અથવા જે બીજાઓ સાથે વાતચીત કરે છે અથવા કરવા ચાહે છે તે પોતાના આત્મામાં લીન થઈ શકતો નથી. એથી તે ઉત્તરોત્તર બરાબર સિદ્ધ થાય છે કે આત્મામાં સંતુષ્ટ રહેનાર જીવ કદાપિ બીજાઓ સાથે વાતચીત કરતોજ નથી. આચાર્યપ્રવર **શ્રીકુંથુસાગર સ્વામી** આ સિદ્ધાંતને અનુસરરીતેજ પોતાના આત્મામાં લીન રહે છે. આજ કલ્યાણકારક છે.

એ રીતે આચાર્યવર **કુંથુસાગર** સ્વામીએ રચેલ શ્રી **સુધર્મોપદેશામૃતસાર** નામના ગ્રંથનો
" આત્મતત્વોપદેશવર્ણન " નામે બીજો અધ્યાય સમાપ્ત થાય છે.

# અથ પ્રશસ્તિ.

न्यायं नयं व्याकरणं न छन्दो निजात्मविद्यां स्वसुधां पवित्राम् ।
जानामि काव्यं न विशेषशास्त्रं तथापि बुद्ध्या सुखशांतिदातुः ॥१॥
दीक्षागुरोरेव च शांतिसिंधोर्विद्यागुरोरेव सुधर्मसिंधोः ।
कृपाप्रसादान्निजतत्त्वदात्री सुधर्मशिक्षा लिखिता मयेयम् ॥२॥

**અર્થ**—હું [ આચાર્ય શ્રીકુંથુસાગર સ્વામી ] ન તો ન્યાયશાસ્ત્ર જાણું છું, ન વ્યાકરણ શાસ્ત્ર, ન છન્દશાસ્ત્ર જાણું છું, ન પોતાના આત્માને માટે અમૃતરૂપ પવિત્ર અધ્યાત્મવિદ્યા જાણું છું, ન કાવ્યશાસ્ત્ર તથા અન્ય વિશેષશાસ્ત્ર જાણું છું. તથાપિ સુખશાંતિ દેવાવાળા મારા દીક્ષાગુરૂ આચાર્યપ્રવર શ્રીશાંતિસાગરજીની કૃપાથી તથા મારા વિદ્યાગુરૂ આચાર્ય શ્રીસુધર્મસાગરજીની કૃપાથી પોતાના આત્મતત્વનો સ્વરૂપને પ્રકાશમાન કરવાવાળી આ આચાર્ય શ્રીસુધર્મસાગરજીની શિક્ષા મેં અલ્પબુદ્ધિ અનુસાર લખી છે.

सुधर्मसिंधोश्च गुरोः सकाशात् यच्छिक्षितं तत्सकलं गृहीत्वा ॥
सुधर्मदेशामृतसार नाम्नि ग्रंथे पवित्रे लिखितं मयेदम् ॥३॥

**અર્થ**—ગુરૂવર્ય આચાર્ય સુધર્મસાગરજીની પાસેથી જે કંઈ શિક્ષા ગ્રહણ કરી તે બધી એકત્ર કરીને મેં સુધર્મોપદેશામૃતસાર નામના પવિત્ર ગ્રંથમાં લખી છે .

ग्रंथं ह्यमुं वांछितदं पवित्रं पठन्ति गायन्ति नमन्ति नित्यम् ॥
तदर्थमेवं हृदि धारयन्ति त एव भव्याश्च विचारशीलाः ॥४॥
साम्राज्यलक्ष्मीं सुखदां यथेष्टं धर्मानुकूलं च निजात्मबंधुम् ॥
लब्ध्वा लभन्ते ह्यजरामरत्वं क्रमात्तथानन्तचतुष्टयं च ॥५॥

**અર્થ**—જે ભવ્યજીવ પોતાની બધી ઇચ્છાઓ પૂર્ણ કરવાવાળા આ પવિત્ર ગ્રંથને વાંચે છે, ગાય છે અથવા હંમેશા નમસ્કાર કરે છે તે પુરૂષો આ સંસારમાં વિચારશીલ કહેવાય છે. એવા પુરૂષો સુખ દેવાવાળી સામ્રાજ્યલક્ષ્મીને યથેષ્ટ પ્રાપ્ત કરી

લે છે, તથા ધર્માનુકૂલ ચાલવાવાળા પોતાના ભાઈબંધુઓને પ્રાપ્ત કરી લે છે. અંતમાં તે પુરૂષો પોતાના આત્માના અનંતચતુષ્ટયને પ્રાપ્ત કરી અજરામરપદ અથવા મોક્ષપદ પામે છે.

**बोधिं समाधिं सुखदां सुविद्यां क्षमाकृपाशांतिदयासुधैर्यम् ॥**
**श्रीशांतिनाथः सुखशांतिपूर्णो धर्मानुकूलां विदधातु बुद्धिम् ॥६।**

**અર્થ**—અનંતસુખ અને અનંતશાંતિના સાગર એવા ભગવાન્ શ્રીશાંતિનાથ સોળમા તિર્થંકર પરમદેવ તને રત્નત્રય પ્રદાન કરે, સમાધિ પ્રદાન કરે, સુખ દેવાવાળી અધ્યાત્મવિદ્યા પ્રદાન કરે, ક્ષમા, કૃપા, શાંતિ, દયા અને શ્રેષ્ઠ ધૈર્ય પ્રદાન કરે તથા ધર્માનુકૂલ ચાલવાવાળી સુબુદ્ધિ આપે.

---

## પાવાગઢક્ષેત્ર યાત્રાનું વર્ણન.

**भोगीलाल जेठालाल माणिकलाल धर्मिणः । वाडीलालाम्बालाल छबालाल विनोदिनः ॥१॥**
**नाथालाल मणीलाल-कचरालालदानिनः ॥ धुरालालमुफतलाल केशवलाल ज्ञानिनः ॥२॥**
**दानार्चाधर्मनिष्ठाश्च जांबुडीग्रामवासिनः ॥ श्रीपावागढयात्रार्थं कृतवन्तः सुप्रार्थनाम् ॥३॥**
**स्वीकृत्य प्रार्थनां तेषां धर्मोद्योतनहेतवे ॥ पूर्वोक्तश्रावकैः सार्द्धं जिनधर्मप्रभावकैः ॥४॥**
**विपुलश्राविकाभिश्च बहुभिर्ब्रह्मचारिभिः ॥ तपस्तुष्टेन धीरेण नमिसागरयोगिना ॥५॥**
**ध्वजातोरणघंटादि शोभितैर्जिनमंदिरैः । सार्द्धं चचाल पूतात्मा ह्याचार्यकुंथुसागरः ॥६॥**

દાન પૂજા આદિ ધર્મકાર્યોમાં રત રહેનાર ભોગીલાલ મગનલાલ શાહ, શેઠ જેઠાલાલ મગનલાલ શાહ, શેઠ માણેકલાલ ॥૧૨૬॥ લીલાચંદ ગાંધી, શેઠ વાડીલાલ કોદરલાલ ગાંધી, શેઠ છબાલાલ મોતીચંદ કોટડીઆ, શેઠ અમથાલાલ સાકળચંદ શાહ, શેઠ મણીલાલ દેવચંદ શાહ, શેઠ નાથાલાલ માણેકચંદ મહેતા ફતેપુર, શેઠ કચરાલાલ મગનલાલ કોટડીઆ ગઢોડા, શેઠ ધુરાલાલ તલોદ સ્ટેશન, શેઠ કેશવલાલ ગુલાબચંદ ગાંધી, શેઠ મફતલાલ હાથીચંદ ગાંધી તલોદ સ્ટેશન આદિ જ્ઞાની, દાની અને ધાર્મિક પુરૂષોએ પાવાગઢ સિદ્ધક્ષેત્રની યાત્રા કરવા જવા વિનંતી કરી. આચાર્ય શ્રીકુંથુસાગરજીએ ધર્મનો વિશેષ પ્રકાશ કરવા

એમની એ વિનંતિ માન્ય રાખી અને જૈનધર્મની પ્રભાવના કરતા ઉપર મુજબ બધા શ્રાવકોની સાથે અને શ્રાવિકાઓની સાથે અને બ્રહ્મચારીઓ સાથે તથા તપશ્ચરણથી સંતોષ પામતા ધીરવીર મુનિ શ્રીનમિસાગરજી સાથે અને ધ્વજ, તોરણ ઝંડા આદિ ઉપકરણોથી સુશોભિત જીનાલય સહિત પવિત્ર આત્માથી આચાર્ય શ્રીકુંથુસાગરજી જાંબુડી ગામથી ઉપડયા.

**ग्रंथनिर्माणमौनादौ दक्षश्च पुरुषोत्तमः । हाथमती नदीं लंघ्याचलत्फत्तेपुरं प्रति ॥७॥**

**અર્થ**—ગ્રંથ રચના કરવામાં તથા મૌનધારણ કરવામાં અત્યંત ચતુર એવા પુરૂષોત્તમ આચાર્ય શ્રીકુંથુસાગરજી હાથમતી નદી ઓળંગીને ફતેપુર તરફ આવ્યા.

**तत्र संबोध्य भव्यान् हि ततोऽचलत्तलोदकम् । प्रपंतादागतान् भव्यान् तत्र संबोध्य धीरधीः**

ત્યાં અનેક ભવ્યોજીવોને ઉપદેશ દઈ. તલોદ નામના નગરમાં આવ્યા. ત્યાં ચારેબાજુથી ઘણા ભવ્યજીવો આવ્યા હતા. તેમને ઉપદેશ દીધો અને પછી એ ધીરવીર મહાત્મા આગળ ચાલ્યા.

**वडाग्रामोरडेमाईं गतः कुर्वंस्तपोजपम् ॥ तत्रापि बोध्य भूपादीन् कृत्वा शुद्धिं ततोऽचलत् ॥९॥**

તલોદથી ચાલી વડાગામ ડેમાઈમાં પહોંચ્યા. અહિં તેમણે ઘણુંજ જપ તપ કર્યાં, અને અનેક રાજાઓને ઉપદેશ દીધો. પછી ઈર્યાપથશુદ્ધિ કરતા કરતા આગળ ચાલ્યા.

**मेसवं वात्रकं लंघ्य शेवालिं गोधरां गतः ॥ तत्र संबोध्य जीवान् हि मार्गे कुर्वन् प्रभावनाम् ॥**

માર્ગમાં મેશ્વો અને વાત્રક નદી ઓળંગી, અનેક પ્રકારની ધર્મપ્રભાવના કરતા કરતા ભવ્યજીવોને ઉપદેશ દેતા દેતા શેવાલિ તથા ગોધરા નગરમાં પહોંચ્યા.

**ततोऽचलच्छनैर्लंघ्य महीसागरमाजमाम् । सर्वत्र कारयन् शान्तिं हाललं कामदो गतः ॥११॥**

ત્યાંથી ધીમેધીમે ચાલી મહીસાગર, આજમા, વગેરે નદિ ઓળંગી સર્વની ઈચ્છા પૂર્ણ કરનાર શ્રીકુંથુસાગરજી આચાર્ય સર્વત્ર શાંતિ કરતા હાલોલ નગરમાં પહોંચ્યા. ॥१२७॥

**तत्र पावागढं यत्र गता मुक्तिं दिगंबराः । लवकुशादिमुख्याश्च श्रीपंचकोटियोगिनः ॥१२॥**

ત્યાંથી આગળ ચાલી આચાર્ય શ્રીકુંથુસાગરજી પાવાગઢ પહોંચ્યા. ત્યાંથી લવ, કુશ વગેરે પાંચ કરોડ મુનિરાજો મોક્ષ ગયા છે.

**चरणपादुकां नत्वा भक्त्या स्तुत्वा पुनः पुनः । तत्र पावागढे पूते वर्षायोगो धृतस्तदा ॥१३॥**

અત્યંત પવિત્ર એવા પાવાગઢ સિદ્ધક્ષેત્રપર પહોંચી લવકુશની ચરણપાદુકાને ભક્તિપૂર્વક નમસ્કાર કરી, વારંવાર સ્તુતિ કરી અને એજ વખતે આ પવિત્ર ક્ષેત્રપર ચોમાસું નક્કિ કર્યું.

**आषाढशुक्लपक्षे च चतुर्दश्यां शुभे दिने ॥ न्यायनीतिदयानिष्ठे राज्ये बृटिशभूपतेः ॥१४॥**

**पंचषष्ठ्याधिके पूते चतुर्विंशतिके शते ॥ वर्षे वीरप्रभोर्मासे स्वर्मोक्षदायिनः सताम् ॥१५॥**

**व्रतनियमनिष्ठेन गुर्वाज्ञापालकेन च ॥ श्रीनमिसिंधुना सार्द्धं क्षुल्लकेनादिसिंधुना ॥१६॥**

**स्थित्वा लवकुशादीनां पादमूले शिवप्रदे ॥ सुधर्मोपदेशामृतसारोयं लिखितो मया ॥१७॥**

**स्वानन्दसौख्यतुष्टेनार्हद्धर्मरसिकेन च । श्रीकुंथुसिंधुना भक्त्याचार्येण कामदेन हि ॥१८॥**

પોતાના ચિદાત્મ આત્મસુખમાં સંતુષ્ટ રહેનાર, સર્વની ઇચ્છાઓને પૂર્ણ કરનાર અને ભગવાન્ અરહંતે કહેલ ધર્મનું રસપાન કરનાર મેં આચાર્ય શ્રીકુંથુસાગરજીએ સજ્જન પુરૂષોને સ્વર્ગ, મોક્ષ દેવાવાળો આ **સુધર્મોપદેશામૃતસાર** નામનો ગ્રંથ ભગવાન્ મહાવીર સ્વામીના મોક્ષમાં ગયા બાદ ૨૪૬૫ મા વર્ષનાં અષાઢ સુદ ચૌદસને દિવસે ન્યાય, નીતિ અને દયાની સાથે રાજ્ય કરવાવાળા બ્રીટીશના રાજ્યમાં પોતાના ગુરૂની આજ્ઞાને પાલન કરનાર તથા પોતાના વ્રત નિયમમાં અત્યંત નિષ્ઠ એવા મુનિ શ્રીનમિસાગર સાથે તથા ક્ષુલ્લક આદિસાગરની સાથે શ્રી લવ અને કુશના મોક્ષસુખ દેવાવાળા ચરણકમળોની પાસે બેસીને લખી પૂર્ણ કર્યો છે.

**सुधर्मोपदेशामृतसारोऽयं ग्रंथसत्तमः । धर्मोत्तमं दिशन् भव्यान् जीयादाचन्द्रमण्डलम् ॥१९॥**

આ સુધર્મોપદેશામૃતસાર નામનો ઉત્તમ ગ્રંથ ભવ્યજીવોને ઉત્તમ ધર્મનો ઉપદેશ દેતો યાવત્‌ચન્દ્રદિવાકરૌ ચિરંજીવ રહે.

**मुनयः कुंदकुंदाद्या कलौ सुधर्मरक्षकाः ॥ कुर्वंतु जगतः शांतिं धर्मवृद्धिं पुनः पुनः ॥२०॥**

આચાર્ય શ્રીકુંદકુંદાદિક આ કલિકાલમાં શ્રેષ્ઠધર્મની રક્ષા કરવાવાળા છે. એથી એ મુનિરાજ સંસારભરમાં શાંતિ અર્પે અને વારંવાર ધર્મની વૃદ્ધિ કરે.

